परोपकाराय सतां विभूतयः

३७

શ્રીમદ્દેવેન્દ્રસૂરિવિરચિત.

# કર્મગ્રંથઃ સાર્થઃ

## દ્વિતીય વિભાગ.

શબ્દાર્થ, ગાથાર્થ, મુનિ જીવવિજયજી કૃત બાલાવબોધ ( વિવેચન ), યંત્રો અને ફુટ-નોટ સહિત.

તૈયાર કરાવી છપાવી પ્રસિદ્ધકર્તા.
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી
વેણીચંદ સુરચંદ શાહ—મ્હેસાણા.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૨૦૦૦.

અમદાવાદ—શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું—પાંચકુવા નવાદરવાજા.

વીર સંવત ૨૪૪૫. સને ૧૯૧૯. વિ. સંવત ૧૯૭૫.

કિંમત રૂ. ૦-૧૨-૦.

# નમ્ર સૂચના.

☞ પુસ્તકને જેમ તેમ જ્યાં ત્યાં રખડતું મુકવું નહિ, ☜
અશુદ્ધ હાથે પુસ્તકને અડકવું નહિ તેમજ
ઉઘાડે મુખે પુસ્તક વાંચવું નહિ.



કાગળ વગેરેની અસહ્ય મોંઘવારીને લીધે ખર્ચ વધારે થયેલ છતાં પ્રસ્તુત કર્મગ્રંથના દ્વિતીય ભાગની અમે માત્ર એક રૂપીયો કિંમત રાખવા નિર્ણય કર્યો હતો પરંતુ શાંત મૂર્તિ મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજીના સદુપદેશથી શ્રી સિદ્ધક્ષેત્ર મધ્યે ઉત્પન્ન થયેલ જ્ઞાનદ્રવ્યની રૂ ૪૦૦) જેટલી રકમ સદર બુકમાં સહાય તરિકે મળવાથી અમે મૂળ કિંમતમાં રૂ ૦। ઘટાડો કરી આ પુસ્તકની ફક્ત બાર આના કિંમત રાખી છે.

# કર્મ વિચાર ગર્ભિત.

## શ્રીમદ્ આનંદઘનજીકૃત શ્રીપદ્મપ્રભજિન સ્તવન.

પદ્મ પ્રભજિન! તુઝ મુઝ અંતરૂં રે, કેમ ભાંજે ભગવંત;
કર્મવિપાકે હો કારણ જોઇને રે, કોઇ કહે મતિમંત. પદ્મ૦ ૧
પયઇ ઠિઇ અણુભાગ પ્રદેશથી રે, મૂળ ઉત્તર બહુ ભેદ;
ઘાતિ અઘાતિ હો બંધુદય ઉદીરણારે, સત્તા કર્મ વિચ્છેદ. પદ્મ૦ ૨
કનકોપલવત્ પયડિ પુરૂષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી જહાં લગે આતમારે, સંસારી કહેવાવ. પદ્મ૦ ૩
કારણ જોગે બંધે બંધને રે, કારણ મુગતે મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેયોપાદેય સુણાય. પદ્મ૦ ૪
યુંજન કરણે હો અંતર તુઝ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ ઉક્તે કરી પંડિતજન કહ્યોરે, અંતર ભંગ સુ અંગ. પદ્મ૦ ૫
તુઝ મુઝ અંતર અંતર ભાંજશે રે, વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે રે, આનંદઘન રસપૂર. પદ્મ૦ ૬

ઉક્ત સ્તવનમાં સંક્ષેપથી પણ મુદ્દાસર કર્મ સંબંધી વર્ણન કરી સુવર્ણ અને માટીના જેવો અનાદિ સંયોગ સંબંધ જીવને કર્મ સાથે થયેલો જણાવી જે જે મિથ્યાત્વ કષાયાદિક કારણવડે કર્મબંધ થયા કરે છે તે તે કારણનો પરિહાર કરવાથી જીવ કર્મબંધનથી બંધાતો અટકે છે અને ઉત્તમ પ્રકારની ક્ષમા–સમતાદિકના સેવનવડે ઉક્ત કર્મનો ક્ષય–વિચ્છેદ કરી આત્મા નિર્મળ થવા પામે છે અને જે મોટું અંતર પોતાની અને પ્રભુની વચ્ચે પડેલું દીસે છે તે કર્મદોષ દૂર કરવાથી અને સદ્ગુણના સંસેવનથી મટી જાય છે અને પોતાનો આત્મા અનવધિ–અપાર આનંદ રસમાં ઝીલી પરમ શાન્તિને અનુભવે છે એમ શ્રીમદ્ આનંદઘનજી મહારાજે સહૃદયપણે સ્તવ્યું છે તે ખાસ વિચારી આપણે સ્વકર્તવ્ય યથાર્થ સમજી, તેમાંજ દ્રઢ પ્રતીતિ રાખી, પ્રમાદ તજી સ્વકર્તવ્ય પરાયણ થવાની જરૂર છે. સકળ તત્ત્વમાં

સારભૂત નિજ આત્મતત્ત્વને યથાર્થ ઓળખી તેમાં રહેલી અનંત ગુણમયી ઝવેરાતનું બરાબર ભાન કરી, એ અનંતી નિજ સંપદા નિજ ઘટમાંજ (આત્મપ્રદેશમાંજ) ભરેલી છે તે સર્વજ્ઞોક્ત વચનાનુસારે પ્રવર્તવાથી (પુરૂષાર્થ ફોરવવાથી) પ્રકટ થઈ શકે એમ છે એવી પૂર્ણ શ્રદ્ધા (દ્રઢ આસ્થા) રાખી, આળસ વિકથાદિક પ્રમાદ તજી, વિષય કષાય નિવારી, નિજ હિત ચિન્તવન કરવાથીજ પ્રાપ્ત થયેલી બુદ્ધિની સફળતા છે. પાપારંભ તજી યથાશક્તિ ઉત્તમ વ્રત નિયમ આદરવાથીજ પ્રાપ્ત થયેલ દુર્લભ માનવ દેહાદિકની સાર્થકતા છે. મોહ માયામાં નહિ મુઝાતાં—દેહ ધનાદિક ઉપરનો મોહ તજી તેનો પરમાર્થકાર્યમાં ઉપયોગ કરવો એજ જડ—ચૈતન્યને યથાર્થ સમજવાનું ફળ છે. તેમજ પ્રિય પથ્ય એવુંજ સત્ય વચન ઉચ્ચરવું એજ વાચા પામ્યાનુ ઉત્તમ ફળ છે. દેવને પણ ઇષ્ટ એવો દશ દ્રષ્ટાન્તે દુર્લભ માનવ ભવ પામી શ્રીમદ્ આનંદઘનજી મહારાજ પ્રભુના સ્તવનમાં સૂચવે છે તેવો શાસ્ત્રોક્ત માર્ગ યથાર્થ સમજપૂર્વક શ્રદ્ધાથી સિંહની પેરે શૂરવીરપણે આદરીને તેને શૂરવીરપણે પાળવા પ્રયત્ન કરવો એજ આપણું કર્તવ્ય છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ રત્નત્રયીની યથાવિધ આરાધના કરવા વડેજ કર્મમળનો અટકાવ થઇ શકે છે. તથા શૂરવીરપણે પરિષહ ઉપસર્ગોને સહન કરી, મન તથા ઇન્દ્રિયોને વશ કરી, બાહ્ય અભ્યંતર તપવડે પુરાણા કર્મનો ક્ષય થઇ શકે છે. એ રીતે આપણું આત્મસુવર્ણ શુદ્ધ નિર્મળ થઇ શકે છે અને ફરી પાછું તે મલિન થવા પામતુંજ નથી. આત્મા સિદ્ધ બુદ્ધ મુક્ત પરમાનંદી થઇ રહે છે. ઇતિશમ્.

**લિ૦ મુનિ કર્પૂરવિજયજી.**

## આર્ષવચનો ( સરહસ્ય ).

### લેખક-મુનિ કર્પૂરવિજયજી.

सिद्धिः स्याद् ऋजुभूतस्य-ભદ્રક પરિણામી એવા સરલ સ્વભાવી જીવનુંજ કલ્યાણ થાય છે-થઈ શકે છે માયાવી જીવનું કલ્યાણ કદાપિ થઈ શકતુંજ નથી.

**सव्वत्थ उचियकरणं, गुणाणुराओ रई य जिणवयणे ।**

**अगुणेसु य मज्झत्थं, सम्मद्दिट्ठिस्स लिंगाई ॥**

૧ સર્વત્ર ઉચિત આચરણ, ૨ ગુણાનુરાગ, ૩ શ્રી જિન વચન-આગમ-સિદ્ધાન્તનું શ્રવણ, મનન અને યથાશક્તિ પરિશીલન કરવાની અભિરૂચિ તથા ૪ ગુણહીન-દોષવંત જીવને અનુકંપા બુદ્ધિથી સુધારવા અશક્યજ હોય ત્યારે પણ તેના તરફ રાગ દ્વેષ રહિત તટસ્થતા ધારી રાખવી એ ચાર ચિન્હ સમકિતવંતનાં જાણવાં.

**सद्धम्मरयणस्स जुग्गो, भद्दगपगई विसेसनिउणमई ।**

**नयमग्गरई तह दढ,-निअवयणठिइ विणिद्दिट्ठो ॥**

નીચે બતાવેલા મુખ્ય ચાર ગુણોનું પરિશીલન કરનાર ( ભવ્યાત્મા ) શ્રાવકધર્મને યોગ્ય કહેલ છે.

૧ **ભદ્રક પ્રકૃતિ**-કૂડ કપટ રહિત સરલ સ્વભાવ-વિચાર વાણી અને આચારમાં બને તેટલી સામ્યતા-સરખાઇ થવા પામે તેવી સરલતા. ૨ **વિશેષ નિપુણમતિ**-ગુણદોષ, હિતાહિત, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય તથા કૃત્યાકૃત્યને સ્પષ્ટ સમજી લેવાય એવું ડહાપણ. ૩ **ન્યાયમાર્ગરૂચિ** ( પ્રીતિ )-અન્યાય અનીતિનો ત્યાગ કરવા પૂર્વક ન્યાય નીતિનુંજ આસેવન. ૪ **દ્રઢ નિજ વચન સ્થિતિ**-કરેલી પ્રતિજ્ઞાનું ટેકથી પાલન. એ ચાર ગુણો સદા સેવ્ય છે.



# ઉપોદ્‌ઘાત.

અનાદિ અનંત કાળથી કર્મસંયોગે આત્માને પ્રાપ્ત થતા જન્મ મરણરૂપ સંસારચક્રનાં ભ્રમણનો હરકોઇ શુદ્ધ યોગે નાશ કરી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરવું એજ દરેક ભવ્યાત્માનો અંતિમ ઉદ્દેશ હોય છે. ભવભ્રમણવડે ઉદ્વિગ્ન થયેલા જીવોના સંતપ્ત હૃદયોને શાંતિ આપી, તેમને શુદ્ધ માર્ગે દોરી, તેમની આધ્યાત્મિક ભાવનાઓને સતેજ કરી તે ભાવના દ્વારા તેમને પરમપદને અનુકૂળ પ્રવૃત્તિમાં જોડી, પરંપરાએ અપવર્ગની પ્રાપ્તિ કરાવનાર સદ્‌જ્ઞાન છે અને હેયોપાદેયનું ભાન કરાવી આત્મિક દ્રષ્ટિ તરફ વળણ કરાવનારાં પુસ્તકો તેવા સદ્‌જ્ઞાનની પ્રાપ્તિનાં સાધન હોવાથી પૂર્વકાળના મહાસમર્થ જ્ઞાની પુરૂષોના રચેલા ગ્રંથો—મૂળ, સટીક અથવા ચાલુ જમાનાની કસાયેલી કલમથી લખાયેલાં તેનાં ભાષાંતર (વિવેચન) સાથે અથવા નવીન પદ્ધતિથી વિદ્વાન્ મુનિવર્ય તથા શ્રાવકવર્યના લખેલા કે સંશોધન કરી સંગ્રહ કરેલા ગ્રંથો, ઉદાર દીલના સદ્‌ગૃહસ્થોની દ્રવ્યસહાયથી છપાવી તેને વિના મૂલ્યે કે અલ્પ મૂલ્યે આપી તેનો ગામોગામ અને ઘરોઘર લાભ આપવાનો અમારો પ્રયાસ વર્ષો થયાં ચાલુ છે.

નિર્મળ આત્મસ્વરૂપ પ્રકટ કરવા માટે કર્મસંયોગ અને કર્મવિયોગ કેવા કેવા હેતુએ થાય છે તે જાણી કર્મબંધથી બચવા અને મુક્ત થવા સુગમ માર્ગ સમજવાની ખાસ જરૂર હોવાથી તે બાબતનું મુદ્દાસર સમ્યક્ પ્રકારે ભાન કરાવનાર આ " કર્મગ્રંથ " નામનો ઉત્તમ ગ્રંથ તેના વિવેચન, યંત્રો અને ફુટનોટ સાથે અમારી ગ્રંથમાળાના ૩૭ મા મણકા તરિકે અમોએ પ્રકટ કરેલ છે.

દરેક અભ્યાસકોને ઉક્ત ગ્રંથનો સહેલાઇથી બોધ થાય એટલા માટે મૂળ ગાથા, છૂટા શબ્દના અર્થ, ગાથાર્થ અને વિવેચનને ઠેકાણે પંડિવર્ય મુનિશ્રી જીવવિજયજીકૃત બાળાવબોધ આપવામાં આવેલ છે. શ્રી યશઃસોમસૂરિના શિષ્ય મુનિ જયસોમજીકૃત કર્મગ્રંથનો બાળાવબોધ શેઠ ભીમસિંહ માણેક તરફથી છપાયેલ છે પરંતુ તે પુસ્તકની કિંમ વધારે હોવાથી તેમજ તે બાળાવબોધ વધારે વિસ્તૃત અને જુની ભાષામાં લખાયેલ હોવાથી તેમાં શરૂઆતના અભ્યાસકોને કેટલીક મુશ્કેલીઓ પડતી હતી તેથી અમે ટીકા વગેરેના આધારે શબ્દાર્થ અને ગાથાર્થ તૈયાર કરાવીને દાખલ કરેલ છે અને ઉપરોક્ત બાળાવબોધ તેની જુની શૈલીની ભાષામાં યોગ્ય સુધારો કરી-સરળ કરીને વિવેચન તરીકે ગોઠવેલ છે, તે સાથે કેટલાક યંત્રો પણ સમજ સાથે દાખલ કર્યા છે અને વિશેષ સ્પષ્ટતાને ખાતર કેટલીક ફુટનોટ ટીકા વગેરેને આધારે આપવામાં આવી છે. કર્મગ્રંથ છ છે, તેમાંના ચાર કર્મગ્રંથનો પ્રથમ વિભાગ શાંતમૂર્ત્તિ મુનિ શ્રીકર્પૂરવિજયજીની પ્રેરણાથી અમે સંવત

૧૯૭૧ ની સાલમાં છપાવીને બહાર પાડેલ છે. તે પુસ્તકનો વધારે સારો આદર થતો જોવામાં આવ્યાથી અમે તે ગ્રંથ સંબંધી પ્રયાસ આગળ લંબાવીને પાંચમા છઠ્ઠા—શતક અને સત્તરિ નામના કર્મગ્રંથોને તૈયાર કરાવી આ બીજો વિભાગ બહાર પાડેલ છે.

પાંચમા કર્મગ્રંથની શરૂઆતમાં ધ્રુવબંધી, ધ્રુવોદયી, ધ્રુવસત્તાકી, સર્વઘાતી, પુણ્ય, પરાવર્તમાન અને તેની પ્રતિપક્ષી છ એમ બાર પ્રકારે કર્મપ્રકૃતિઓ ગણાવી તેનું સ્વરૂપ જણાવી પછી અનાદિ, સાદિને અનંત, સાંત સાથે જોડીને ચાર ભાંગામાં તેનું અવતરણ કરવામાં આવેલ છે અને ગુણઠાણા આશ્રયી પ્રકૃતિઓનું ધ્રવાધ્રુવપણું બતાવેલ છે. તે પછી પ્રકૃતિઓનો ચાર પ્રકારનો વિપાક જણાવી ચારે પ્રકારના વિપાકવાળી પ્રકૃતિઓ ગણાવેલ છે. તે પછી ભૂયસ્કારાદિ ચાર પ્રકારનો બંધ તેના લક્ષણપૂર્વક વર્ણવી હરેક કર્મનાં બંધસ્થાન, જઘન્યબંધ, ઉત્કૃષ્ટબંધ, જઘન્ય ઉત્કૃષ્ટ અબાધાકાળ વગેરે વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવેલ છે. તે પછી ચાર પ્રકારના બંધના સ્વામી ગુણસ્થાનકના ક્રમે બતાવેલ છે. તે પછી યોગસ્થાનનું સ્વરૂપ વર્ણવી તેના સ્વામી જણાવ્યા છે. તે પછી અબંધકાળ, રસબંધનું સ્વરૂપ અને તેના સ્વામી હેતુપૂર્વક જણાવવામાં આવ્યા છે. તે પછી ગ્રહણ અગ્રહણ વર્ગણાઓનું સ્વરૂપ જણાવી ગ્રહણ કરેલ પ્રદેશાગ્રમાંથી ક્યા ક્યા કર્મની કઇ કઇ પ્રકૃતિને કેટલા કેટલા દલિકનો ભાગ આવે છે તે વિસ્તારપૂર્વક વર્ણવેલ છે. તે પછી ચાર પ્રકારના પુદ્ગલ પરાવર્તનું સ્વરૂપ વગેરે બતાવી અંતે ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણીનું સ્વરૂપ જણાવી પાંચમો

કર્મગ્રંથ પૂર્ણ કરેલો છે. તે પછી સત્તરિનામે છઠ્ઠો કર્મગ્રંથ શરૂ થાય છે. સત્તરી કર્મગ્રંથ દ્રષ્ટિવાદ નામના બારમા અંગમાંથી ઉદ્ધરણ કરેલ હોવાથી તેઓશ્રી આ ગ્રંથને દ્રષ્ટિવાદના ઝરણા તરિકે ઓળખાવે છે. શરૂઆતમાં કઈ કઈ પ્રકૃતિ બાંધતો જીવ કઇ કઇ પ્રકૃતિ વેદે અને કઇ કઇ પ્રકૃતિ વેદતાં તેને કઇ કઇ પ્રકૃતિની સત્તા હોય તે ગુણઠાણાના ક્રમે વર્ણવી પ્રકૃતિ આશ્રયી સંવેધ અને સ્વામિત્વ વર્ણવે છે, અને બંધસ્થાન, ઉદયસ્થાનના ભાંગા અનુક્રમે વિસ્તાર પૂર્વક વર્ણવ્યા છે. તે પછી જીવસ્થાને અને ગુણસ્થાને દરેક કર્મના બંધ, ઉદય અને સત્તાસ્થાન બતાવી તેના સંવેધના ભાંગા સમજપૂર્વક જણાવ્યા છે. તે પછી કયે ગુણઠાણે કેટલી પ્રકૃતિ બંધાય તે જણાવીને છેવટે ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણીનું વિસ્તારપૂર્વક વર્ણન કરીને ગ્રંથ સંપૂર્ણ કરવામાં આવ્યો છે.

આ કાંઈ પાંચ પછીનો છઠ્ઠો કર્મગ્રંથ નથી. માત્ર કઠિન હોવાના કારણથી પાંચ કર્મગ્રંથ ભણ્યા પછી આ ભણવામાં આવતો હોવાથી છઠ્ઠો કહેવાય છે. બાકી ખરી રીતે તો ઉપર જણાવેલા પાંચ કરતાં આ પ્રાચીન છે—પાંચના કર્તા **શ્રી દેવેંદ્રસૂરિ** મહારાજ છે ત્યારે આના કર્તા **શ્રી ચંદ્રર્ષિ મહત્તર** નામના આચાર્ય છે, કે જેની પૂર્વધરમાં ગણત્રી કરવામાં આવેલ છે.

આ ગ્રંથનું આદ્યંત ગુરૂગમ પૂર્વક પઠન, વાચન, મનન અને નિદિધ્યાસન કરવાથી કર્મની ઘટના સમજાશે, કર્મબંધનાં કારણ દૂર કરવા પ્રયત્ન થશે અને કર્મ નિર્જ-

-રાનાં કારણો સેવાશે એટલે પરંપરાએ આત્મસ્વરૂપ પ્રકટ થશે એ નિઃસંશય છે.

કર્મગ્રંથાદિ ઉત્તમ આધ્યાત્મિક ગ્રંથોનો અભ્યાસ કરવાનો હેતુ શો હોવો જોઇએ ? તથા કર્મનું પૃથક્કરણ અને કર્મથી બચવા–મુક્ત થવા સુગમ માર્ગદર્શન એ વિષયો ઉપર શાંતમૂર્તિ મુનિશ્રી કર્પૂરવિજયજીએ લખી આપેલા બે લેખો અમે પ્રથમ વિભાગમાં પ્રકટ કરેલ છે તે વાંચવાની દરેક સુજ્ઞ મહાશયને ભલામણ કરીએ છીએ.

તપગચ્છરૂપી ગંગાપ્રવાહને હિમાચલ તુલ્ય શ્રીમદ્ જગચ્ચંદ્રસૂરિ કે જેમને આયંબિલ તપના પ્રભાવે ચિત્તોડના રાણાએ 'તપા' એવું બિરૂદ આપ્યું હતું ( જ્યારથી તપગચ્છ નામ પડયું છે)અને દિગંબરાચાર્યો સાથે વાદ કરતાં જેઓ હીરાની પેઠે અભેદ્ય–અજેય રહ્યા હતા તેથી 'હીરલા જગચ્ચંદ્રસૂરિ' એવું બિરૂદ પણ ઉક્ત રાણાશ્રીએ આપ્યું હતું. તેમના શિષ્ય શ્રીમદ્ દેવેંદ્રસૂરિએ પ્રથમના પાંચ કર્મગ્રંથ રચ્યા છે અને તેની ટીકા પણ તેમણેજ રચી છે અને છઠ્ઠા સત્તરિ નામના કર્મગ્રંથની ટીકા દેવેંદ્રસૂરિના સમકાલિન સમર્થ વિદ્વાન્ શ્રીમન્ મલયગિરિજી મહારાજે રચી છે, જેથી ગ્રંથનું રહસ્ય ઠીક સ્પષ્ટ થાય છે. શ્રીમદ્દેવેંદ્રસૂરિ પૂજ્ય સુધર્મા સ્વામીથી ૪૫ મી પાટે લગભગ ૧૩ મા સૈકામાં થયા છે; આ મહાત્માએ આ સિવાય બીજા પણ અનેક ગ્રંથો રચ્યા છે જેનું વર્ણન અમારા તરફથી બહાર પડેલ ભાષ્યત્રયની પ્રસ્તાવનામાં જોઈ શકાશે.

શ્રીમન્ મહાવીરદેવની ૬૧ મી પાટે શ્રીવિજયસિંહ સૂરિ થયા, તેમના મુખ્ય શિષ્ય પંડિત ગજવિજયજી, તેમના શિષ્ય પંડિત ગુણવિજયજી, તેમના ગુરૂભાઈ પંડિત હિતવિજયજી, તેમના શિષ્ય જ્ઞાનવિજયજી અને તેમના શિષ્ય બુધ જીવવિજયજીએ સંવત્ ૧૮૦૩ વર્ષે વિજયદશમીના દિવસે છ કર્મગ્રંથનો ટબો (બાળાવબોધ) રચ્યો છે. જે હકીકત આ ગ્રંથને પ્રાંતે ટબાકારે પોતેજ પ્રશસ્તિમાં સુસ્પષ્ટ રીતે વર્ણવેલ છે. આ ટબો ટીકા અને કર્મપ્રકૃતિ વગેરે ગ્રંથોના આધારે લખાયેલ હોવાથી વસ્તુસમર્થન બહુ ટુંકામાં પણ સરળ અને સચોટ રીતે કરેલ છે, એ ઉપરથી ટબાકાર એક સમર્થ વિદ્વાન્ હતા એમ ચોકકસ થાય છે. આ સિવાય તેમની અન્ય કૃતિઓ હશે પણ તે અમારા જાણવામાં ન હોવાથી તે સંબંધી અમે વિશેષ ઉલ્લેખ કરી શકતા નથી.

કર્મસંબંધી હકીકત (કર્મફીલોસોફી) જેમાં હોય તેવા ગ્રંથો, ટીકાઓ અને ટબાઓ વગેરેનો નોંધ શ્રી જૈન આત્માનંદ સભા તરફથી પ્રકટ થયેલ પ્રાચીન કર્મગ્રંથની પ્રસ્તાવનામાં આપેલ છે, તે સિવાય એક અવચૂરિ ૭૫૦૦ શ્લોક પ્રમાણ દેવસુંદરસૂરિના શિષ્ય જ્ઞાનસાગરસૂરિએ સંવત્ ૧૪૩૯ માં રચેલી અને ૧૭૨૯ માં કનકકુમારગણિના શિષ્ય કનકવિલાસે લખેલી અને પંન્યાસ ભુવનકુશળગણિનો સંવત્ ૧૫૯૭ માં કરેલ છઠ્ઠા કર્મગ્રંથનો ટબો જોવામાં આવેલ છે.

શેઠ ભીમસિંહ માણેક તરફથી પ્રકટ થયેલ બાળાવબોધ યશઃસોમસૂરિનો કરેલ છે એમ છપાયેલ છે પણ તેમાં ભૂલ થઈ છે. બાળાવબોધકાર યશઃસોમસૂરિ નથી પરંતુ યશઃસોમસૂરિના શિષ્ય જયસોમજી છે તે હકીકત તેમનીજ આપેલી પ્રશસ્તિથી ચોકકસ થાય છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં મુનિશ્રી જીવવિજયજીના ટબાવાળી એક પ્રત અમને શ્રી વીજાપુરના ભંડારની શેઠ નત્થુભાઈ મંછારામ મારફતે મળી હતી તેના આધારે અમે વિવેચન લખ્યું છે અને સંસ્કૃત અવચૂરિવાળી એક પ્રત શાંતમૂર્તિ મુનિ શ્રી કર્પૂરવિજયજી તરફથી અમને મળી હતી જે મૂળ ગાથા મેળવવામાં ઉપયોગી થઈ છે આ બંને પુસ્તકો માટે તે મહાશયોનો આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથના સંપૂર્ણ પ્રુફશીટ તપાસવામાં શ્રીયુત કુંવરજી આણંદજીએ સહાય કરી છે તેમનો તથા અન્ય મહાશયોએ જે જે સહાય આપી છે તે સર્વનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથ છપાવવામાં મતિમાંદ્યાદિ દોષથી કે પ્રેસની ગડબડથી જે કાંઈ ભૂલચૂક કે અશુદ્ધિ રહી ગઇ હોય તે માટે ત્રિકરણ યોગે મિથ્યા દુષ્કૃત આપી વિરમીએ છીએ.

મ્હેસાણા,
તા. ૧૬-૩-૧૯૧૯. } પ્રસિદ્ધકર્તા.



# શતકનામા પંચમ કર્મગ્રંથ.

## મંગળ અને અભિધેય.

**નમિઅ જિણં ધુવબંધો–દયસંતા*ઘાઇપુન્નપરિઅત્તા;**
**સેઅર ચઉહવિવાગા, વુચ્છં બંધવિહ સામી અ ॥૧॥**

નમિય–નમસ્કાર કરીને
જિણં–તીર્થંકરને
ધુવબંધ–ધ્રુવબંધી
ઉદય–ધ્રુવઉદયી
સત્તા–ધ્રુવસત્તા
ઘાઇ–ઘાતી–સર્વઘાતી, દેશઘાતી
પુન્ન–પુન્યપ્રકૃતિ
પરિયત્તા–પરાવર્ત્તમાન
સેયર–પ્રતિપક્ષીસહિત
ચઉહ–ચાર પ્રકારે
વિવાગા–વિપાક દેખાડનારી
વુચ્છં–કહીશું
બંધવિહ–બંધના ભેદો
સામી–બંધના સ્વામી
અ–ઉપશમશ્રેણિ ક્ષપકશ્રેણિ વગેરે

અર્થઃ—તીર્થંકર દેવને નમસ્કાર કરીને ધ્રુવબંધી, ધ્રુવઉદયી, ધ્રુવસત્તા, ઘાતી, પુન્ય અને પરાવર્તમાન પ્રકૃતિ તેની પ્રતિપક્ષી પ્રકૃતિ સહિત તથા ચાર પ્રકારે વિપાક દેખાડનારી પ્રકૃતિ, બંધવિધિ, બંધસ્વામિત્વ અને ઉપશમશ્રેણિ, ક્ષપકશ્રેણિ વગેરે કહીશું. ૧

*સત્તા ઘાત પાઠાંતરે.

વિવેચન -શ્રીજિન પ્રત્યે નમસ્કાર કરીને એટલાં દ્વાર કહીશ, ઇતિસંબંધઃ ધ્રુવબંધી ૧, અધ્રુવબંધી પ્રકૃતિ ૨, ધ્રુવોદયી ૩, અધ્રુવોદયી ૪, ધ્રુવસત્તા ૫, અધ્રુવસત્તા ૬, ઘાતી ૭, અઘાતી ૮, પુન્ય પ્રકૃતિ ૯, પાપ પ્રકૃતિ ૧૦, પરાવર્ત્તિની ૧૧ અને અપરાવર્ત્તિની ૧૨; એમાં પ્રથમ ૭ સૂત્રોક્ત અને ૭ એથી ઇતર (પ્રતિપક્ષી) એવં ૧૨. ચાર પ્રકારે વિપાક તે સ્વશક્તિનું દેખાડવું, તે કઈ? ક્ષેત્રવિપાકી ૧, જીવવિપાકી ૨, ભવવિપાકી ૩, પુદ્ગળવિપાકી ૪, એવં ૧૬, ચાર ભેદે બંધવિધિ તે પ્રકૃતિબંધ ૧, સ્થિતિબંધ ૨, રસબંધ ૩ અને પ્રદેશબંધ ૪ એવં ૨૦. તથા અલ્પતર બંધ, ભૂયસ્કાર બંધ, અવસ્થિત બંધને અવક્તવ્ય બંધ-તેની વિધિ અને તેના સ્વામી કોણ? તે ૪, એવં ૨૪. ચ શબ્દથી ઉપશમશ્રેણી ૨૫, ક્ષપકશ્રેણી ૨૬, એમ છવ્વીશ દ્વાર કહીશ.

ધ્રુવબંધ-અવશ્ય બંધ હોય જેનો તે ધ્રુવબંધિની કહીએ ૧, જેનો હેતુ સંભવે પણ બંધ હોય અને ન પણ હોય તે અધ્રુવબંધિની ૨, જેનો નિરંતર સદાય ઉદય હોય જ તે ધ્રુવોદયી ૩, અને જેનો ઉદય વિચ્છેદ જાય અને વળી તથાવિધ પુદ્ગળ પામીને ફરી ઉદય થાય તે અધ્રુવોદયી ૪, અનાદિ મિથ્યાત્વી જીવને જે નિરંતર સત્તાએ હોય જ તે ધ્રુવસત્તા ૫, અને જે કોઈ વાર સત્તાએ હોય કોઈ વાર ન પણ હોય તે અધ્રુવસત્તા ૬, સર્વથા પોતાના વિષયને હણે તે સર્વઘાતી અને કાંઈક હણે તે દેશઘાતી ૭, અને જે જ્ઞાનાદિક ગુણને કાંઇ ન હણે તે અઘાતી ૮, શુભ તે પુણ્ય પ્રકૃતિ ૯, અશુભ તે પાપ પ્રકૃતિ ૧૦, અનેરી બીજી પ્રકૃતિનો બંધ અથવા ઉદય નિવારીને પોતાનો બંધ તથા ઉદય દેખાડે તે પરાવર્ત્તિની ૧૧, અને જે પરનો બંધ ઉદય વાર્યા વિના જ પોતાનો બંધ ઉદય દેખાડે તે અપરાવર્ત્તિની

૧૨. यतः-विणिवारिय जा गच्छइ । बंधं उदयं च अण्णपयईए ॥
सा हु परिअत्तमाणी । अणिवारंती अपरियत्ता ॥ १ ॥
વિપાક તે ક્ષેત્રાદિક પામીને કર્મની શક્તિનું દેખાડવું તે ચાર ભેદ છે, એવં સોળ. ૧

---

## ધ્રુવબંધિ ૪૭ પ્રકૃતિ.

**વન્નચઉ[૪]તેઅ[૧]કમ્મા[૧],-ગુરુલહુ[૧]નિમિણો[૧]વઘાય[૧]ભય[૧]કુચ્છા[૧];**
**મિચ્છ[૧]કસાયા[૧૬]વરણા[૧૪], વિગ્ઘં[૫] ધુવબંધિ સગચત્તા[૪૭] ॥૨॥**

વન્નચઉ-વર્ણ ચતુષ્ક
તેય-તૈજસ શરીર
કમ્મા-કાર્મણ શરીર
અગુરુલહુ-અગુરુલઘુ નામકર્મ
નિમિણ-નિર્માણ નામકર્મ
ઉવઘાય-ઉપઘાત નામકર્મ
ભય-ભય મોહનીય
કુચ્છા-જુગુપ્સા મોહનીય
મિચ્છ-મિથ્યાત્વ
કસાય-કષાયો
આવરણા-આવરણો—જ્ઞાનાવરણ પાંચ અને દર્શનાવરણ નવ મળી ૧૪
વિગ્ઘં-પાંચ અંતરાય.
ધુવબંધિ-ધ્રુવબંધી પ્રકૃતિ
સગચત્તા-સુડતાળીશ.

વિવેચન—ધ્રુવબંધી પ્રકૃતિ કહે છે-વર્ણાદિક ચાર-વર્ણ ૧, ગંધ ૨, રસ ૩, સ્પર્શ ૪, તૈજસ શરીર ૫, કાર્મણ શરીર ૬, અગુરુલઘુ નામ ૭, નિર્માણ નામ ૮, ઉપઘાત નામ ૯, ભય ૧૦, કુચ્છા ૧૧, મિથ્યાત્વમોહનીય ૧૨, સોળ કષાય ૨૮, પાંચ જ્ઞાનાવરણ ૩૩, નવ દર્શનાવરણ ૪૨ અને પાંચ અંતરાય ૪૭; એ સુડતાલીશ ધ્રુવબંધી પ્રકૃતિ જાણવી. જે ગુણઠાણા લગે જેનો બંધ કહ્યો છે, ત્યાં લગે તે અવશ્ય બંધાય જ તે માટે તે ધ્રુવબંધી કહેવાય છે.

પહેલે ગુણઠાણે મિથ્યાત્વનો ધ્રુવબંધ. થીણદ્ધી ત્રિક અને અનંતાનુબંધી ૪ કષાય, એ સાતનો બીજા ગુણઠાણા સુધી ધ્રુવ બંધ. અપ્રત્યાખ્યાનીય ૪ કષાયનો ચોથા ગુણઠાણા સુધી ધ્રુવબંધ. પ્રત્યાખ્યાનીય ૪ કષાયનો પાંચમા ગુણઠાણા લગે ધ્રુવબંધ. બે નિદ્રાનો આઠમાના પહેલા ભાગ લગે ધ્રુવબંધ. વર્ણાદિ ૪, તૈજસ ૧, કાર્મણ ૧, અગુરૂલઘુ ૧, નિર્માણ ૧ અને ઉપઘાત ૧, એ નવ પ્રકૃતિ આઠમાના છઠ્ઠા ભાગ લગે ધ્રુવબંધી. ભય, કુચ્છા એ બે આઠમાના અંતલગે ધ્રુવબંધી. સંજ્વલન ક્રોધનો નવમાના બીજા ભાગ લગે ધ્રુવબંધ, સંજવલન માનનો ત્રીજા ભાગ લગે, સંજ્વલની માયાનો ચોથા ભાગ લગે અને સંજ્વલન લોભનો પાંચમા ભાગ લગે ધ્રુવબંધ. જ્ઞાનાવરણીય ૫, દર્શનાવરણીય ૪, અંતરાય ૫, એ ૧૪ નો દશમા ગુણઠાણા લગે ધ્રુવબંધ છે. ૨

## અધ્રુવબંધ ૭૩ પ્રકૃતિ.

૩ ૩ ૬ ૬ ૫ ૪ ૨ ૪ ૧ ૧
**તણુવંગાગિઇસંઘયણ,-જાઇગઇખગઇપુવ્વિજિણુસાસં;**
૧ ૧ ૧ ૨૦ ૨ ૨
**ઉજ્જોઆયવપરઘા,-તસવીસા ગોઅવેઅણિઅં ॥ ૩ ॥**

તણુ-ત્રણ શરીરો-ઔદારિક, વૈક્રિય, આહારક.
ઉવંગા-ત્રણ અંગોપાંગ.
આગિઇ-આકૃતિ-સંસ્થાન છ.
સંઘયણ-૭ સંઘયણ.
જાઇ-પાંચ જાતિ
ગઇ-ચાર ગતિ
ખગઇ-વિહાયોગતિ બે
પુવ્વિ-ચાર આનુપૂર્વી
જિણ-જિન નામ કર્મ
સાસં--શ્વાસોચ્છ્વાસ નામ કર્મ
ઉજ્જોય-ઉદ્યોત નામ કર્મ
આયવ-આતપ નામ કર્મ
પરઘા-પરાઘાત નામ કર્મ
તસવીસા-ત્રસવીશક
ગોય-બે ગોત્ર કર્મ.
વેઅણિઅં-બે વેદનીય કર્મ

અર્થઃ--ત્રણ શરીર, ત્રણ ઉપાંગ, છ સંસ્થાન, છ સંઘયણ, પાંચ જાતિ, ચાર ગતિ, બે વિહાયોગતિ, ચાર આનુપૂર્વી, જિન નામકર્મ, શ્વાસોચ્છ્વાસ નામકર્મ, ઉદ્યોત નામકર્મ; આતપ નામકર્મ, પરાઘાત નામકર્મ, ત્રસવીશક, બે ગોત્રકર્મ, બે વેદનીયકર્મ; ૩

વિવેચન—અધ્રુવબંધી કહે છે-તૈજસ અને કાર્મણ ધ્રુવબંધીમાં કહ્યાં તે માટે શેષ ૩ શરીર-ઔદારિક ૧, વૈક્રિય ૨, આહારક ૩, એજ ત્રણ શરીરનાં ઉપાંગ ૬, છ સંસ્થાન ૧૨, છ સંઘયણ ૧૮, એકેંદ્રિયાદિક પાંચ જાતિ ૨૩, ચાર ગતિ ૨૭, બે વિહાયોગતિ ૨૯, ચાર આનુપૂર્વી ૩૩, જિનનામ ૩૪, ઉચ્છ્વાસનામ ૩૫, ઉદ્યોતનામ ૩૬, આતપનામ ૩૭, પરાઘાતનામ ૩૮, ત્રસનો દશકો અને સ્થાવરનો દશકો એ વીશ ૫૮, બે ગોત્ર ૬૦, બે વેદનીય ૬૨; ૩



હાસાઇજુયલ[૪]દુગવેઅ[૩],–આઉ[૪] તેવુત્તરી[૭૩] અધુવબંધી;
ભંગા[૪] અણાઇસાઈ, અણંતસંતુત્તરા ચઉરો ॥ ૪ ॥

હાસાઇ-હાસ્યાદિક
જુયલદુગ-બે યુગલ
વેઅ-ત્રણ વેદ
આઉ-ચાર આયુષ્ય કર્મ
તેવુત્તરી-તહોંતેર
અધ્રુવબંધી-અધ્રુવબંધી
ભંગા-ભાંગા
અણાઇસાઈ-અનાદિ અને સાદિને
અણંતસંતુત્તરા—અનંત અને સાંત ઉત્તર પદમાં જોડેલા છે એવા
ચઉરો-ચાર

અર્થઃ--હાસ્યાદિ બે યુગલ, ત્રણ વેદ અને ચાર આયુષ્યકર્મ; એ તહોંતેર અધ્રુવબંધી પ્રકૃતિ છે. ( એ ધ્રુવબંધી, અધ્રુવબંધી, ધ્રુવઉદયી અને અધ્રુવઉદયી પ્રકૃતિના બંધને આશ્રીને ) અનાદિ અને સાદિને અનંત અને સાંત ઉત્તર પદમાં જોડેલા છે એવા ચાર ભાંગા થાય છે. ૪

વિવેચન—હાસ્ય ૧, રતિ ૨ અને અરતિ ૧, શોક ૨ એ બે યુગળ ૬૬, ત્રણ વેદ ૬૯, ચાર આયુઃ૭૩, એ તહોંત્તેર પ્રકૃતિ અધ્રુવબંધી હોય. ત્યાં પરાઘાત ૧, ઉચ્છ્વાસ ૨, તે પર્યાપ્ત નામ સાથેજ બંધાય. આતપ તે એકેંદ્રિય યોગ્ય પ્રકૃતિ સાથેજ બંધાય. ઉદ્યોત તે તિર્યંગ્ગતિ યોગ્ય પ્રકૃતિ સાથેજ બંધાય. જિન નામનો બંધ તો સમ્યકત્વપ્રત્યયિક જ છે. આહારદ્વિકનો બંધ તો સંયમપ્રત્યયિકજ છે. અને શેષ ૬૬ પ્રકૃતિને તો માંહોમાંહે પ્રતિપક્ષી પ્રકૃતિ છે તે એક બંધાય ત્યારે બીજી ન બંધાય. એ કારણે એ ૭૩ અધ્રુવબંધી હોય. હવે ધ્રુવબંધી ૧, અધ્રુવબંધી ૨, ધ્રુવોદયી ૩ અને અધ્રુવોદયી ૪ ને વિષે ચાર ભાંગા હોય, તે કયા? અનાદિ અને સાદિ તેની આગળ અનંત અને સાન્ત શબ્દ જોડીએ, તે આ પ્રમાણે-અનાદિ અનંત ૧, અનાદિ સાંત ૨, સાદિ અનંત ૩, સાદિ સાન્ત ૪, એ ચાર ભાંગા હોય.૪

---

## ધ્રુવબંધ્યાદિને વિષે ભાંગા.

પઢમબિઆ ધુવઉદઇસુ,ધુવબંધિસુ તઇઅવજ્જભંગતિગં
મિચ્છંમિ તિન્નિ ભંગા, દુહાવિ અધુવા તુરિઅભંગા.।।૫।।

| | |
|---|---|
| **પઢમબિઆ**–પહેલો અને બીજો ભાંગો | **મિચ્છંમિ**–મિથ્યાત્વ મોહનીયને વિષે |
| **ધુવઉદઇસુ**–ધ્રુવોદયી પ્રકૃતિને વિષે | **તિન્નિ**–ત્રણ. |
| **ધુવબંધિસુ**–ધ્રુવબંધી પ્રકૃતિને વિષે | **દુહાવિ**–બંને પ્રકારે |
| **તઇઅવજ્જ**—ત્રીજો ભાંગો વર્જીને | **અધુવા**–અધ્રુવ–અધ્રુવ બંધી, અધ્રુવોદયી |
| **ભંગતિગં**–ત્રણ ભાંગા હોય | **તુરિઅભંગા**–ચોથા ભાંગાવાળી |

અર્થ—ધ્રુવોદયી પ્રકૃતિને વિષે પહેલો અને બીજો ભાંગો હોય, ધ્રુવબંધી પ્રકૃતિને વિષે ત્રીજો વર્જીને ત્રણ ( પહેલો, બીજો, ચોથો ) ભાંગા હોય, મિથ્યાત્વ મોહનીયને વિષે ત્રણ ભાંગા હોય અને બંને પ્રકારે અધ્રુવપ્રકૃતિ ચોથા ભાંગાવાળી છે. ૫

વિવેચન–ધ્રુવોદયી પ્રકૃતિને વિષે પહેલો અને બીજો ભાંગો હોય, ત્યાં અભવ્યને ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિનો અનુદય કોઇ વારે નહીં થાય તે માટે પહેલો અનાદિ અનંત ભાંગો હોય અને ભવ્યને અનાદિનો ઉદય છે પણ આગળ બારમે તેરમે ગુણઠાણે ઉદય ટળશે, તે માટે અનાદિ સાન્ત ભાંગો હોય. ધ્રુવબંધી ૪૭ પ્રકૃતિને વિષે ત્રીજો વર્જીને પહેલો, બીજો, ચોથો એ ત્રણ ભાંગા હોય, તે આવી રીતે–અભવ્યને ધ્રુવબંધી ૪૭ પ્રકૃતિનો બંધ અનાદિનો છે અને કોઇ વારે અબંધક નહીં થાય તે માટે અનાદિ અનંત ભાંગો હોય ૧. તથા ભવ્યને એ ધ્રુવબંધીનો અનાદિનો બંધ છે પણ ગુણઠાણે ચઢતાં બંધ ટળશે તે માટે અનાદિ સાન્ત બીજો ભાંગો હોય ૨. તથા તેજ ગુણઠાણે ચઢતાં અબંધક થઇને પડતાં બાંધે તે વારે સાદિ બંધ અને તે વળી કાળા-

ન્તરે ગુણઠાણે ચઢતો અબંધક થશે એટલે તેને સાદિસાન્ત ચોથો ભાંગો હોય ૪. અને પૂર્વે બંધની આદિ છે પણ આગળ અંત નથી એ સાદિ અનંત ભાંગો તો કોઈ પ્રકૃતિને હોયજ નહી. ધ્રુવોદયીને વિષે તો બે ભાંગા પૂર્વે કહ્યા છે પણ મિથ્યાત્વ મોહનીય ધ્રુવોદયીને વિષે ત્રણ ભાંગા હોય, તે આવી રીતે-અભવ્યને મિથ્યાત્વનો ઉદય અનાદિ અનંત છે ૧, ભવ્યને અનાદિ સાન્ત છે ૨, અને પરિવડિયા ( સમકિતથી પડેલા ) ને સાદિ સાન્ત ભાગો હોય ૩. અધ્રુવબંધી ૭૩ પ્રકૃતિ અને અધ્રુવોદયી ૯૫ તે સર્વ ચોથે સાદિ સાન્ત ભાંગે જ હોય. અધ્રુવપણા માટેજ તેના બંધ ઉદયની આદિ પણ હોય અને અંત પણ હોય. ૫

## ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિ.

**નિમિણ[૧]થિર[૧]અથિર[૧]અગુરૂઅ[૧],સુહ[૧]અસુહ[૧]તેઅ[૧]કમ્મ[૧]ચઉવન્ના[૪]**
**નાણ[૫]ંતરાય[૫]દંસણ[૪], મિચ્છં[૧] ધ્રુવઉદય સગવીસા ॥ ૬ ॥**

નિમિણ-નિર્માણ નામ કર્મ.
થિર-સ્થિર નામ કર્મ
અથિર-અસ્થિર નામ કર્મ
અગુરૂઅ-અગુરૂલઘુ નામ કર્મ
સુહ-શુભ નામ કર્મ
અસુહ-અશુભ નામ કર્મ
તેઅ-તૈજસ શરીર નામકર્મ.
કમ્મ-કાર્મણ શરીર નામ કર્મ.
ચઉવન્ના-વર્ણચતુષ્ક.
નાણંતરાય-જ્ઞાનાવરણ પાંચ અને પાંચ અંતરાય મળી દશ.
દંસણ-ચાર દર્શનાવરણ
મિચ્છં-મિથ્યાત્વ
ધ્રુવઉદય-ધ્રુવોદયી-નિરંતર ઉદયવાળી
સગવીસા-સત્તાવીશ

વિવેચન—હવે ધ્રુવોદયી કહે છે.-નિર્માણ નામ કર્મ ૧, થિરનામ ૩, અગુરૂલઘુ નામ ૪, શુભ નામ ૫, અશુભ

નામ ૬,તૈજસ શરીર નામ,૭ કાર્મણ શરીર નામ ૮, વર્ણ૧, ગંધ ૨, રસ ૩, સ્પર્શ ૪, એ વર્ણાદિક ચાર ૧૨, પાંચ જ્ઞાનાવરણીય ૧૭, પાંચ અંતરાય ૨૨, ચાર દર્શનાવરણીય ૨૬, મિથ્યાત્વ મોહનીય ૨૭, એ સત્તાવીશ પ્રકૃતિનો જેટલા ગુણઠાણા લગે ઉદય કહ્યા છે ત્યાં લગે અવ્યુચ્છિન્નપણે નિરંતર ઉદય રહે, તે માટે ધ્રુવોદયી કહીએ. મિથ્યાત્વ પહેલેજ ગુણઠાણે ધ્રુવોદયી, જ્ઞાનાવરણ ૫. દર્શનાવરણ ૪ અને અંતરાય ૫, એ ૧૪ બારમા લગે ધ્રુવોદયી અને શેષ નામ કર્મની ૧૨ પ્રકૃતિ તેરમા ગુણઠાણા લગે ધ્રુવોદયી હોય. ૬

---

## અધ્રુવોદયી ૯૫ પ્રકૃતિ.

**થિરસુભિઅર[૪] વિણુ અધ્રુવ-બંધી[૬૯] મિચ્છવિણુમોહધ્રુવબંધી[૧૮]**
**નિદ્દોવઘાયમીસં[૫][૧][૧], સમ્મં[૧] પણનવઇ[૯૫] અધ્રુવુદયા ॥ ૭ ॥**

**થિરસુભિઅર**—સ્થિર-અસ્થિર, શુભ—અશુભ નામ
**વિણુ**—વિના
**અધ્રુવબંધી**—અધ્રુવબંધી પ્રકૃતિ
**મિચ્છવિણુ**—મિથ્યાત્વવિના
**મોહ ધ્રુવ બંધી**—મોહનીય કર્મની (૧૮) ધ્રુવ બંધી.
**નિદ્દા**—પાંચ નિદ્રા
**ઉવઘાય**—ઉપઘાત નામ
**મીસં**—મિશ્ર મોહનીય
**સમ્મં**—સમ્યકત્વ મોહનીય
**પણનવઇ**—પંચાણું.
**અધ્રુવુદયા**—અધ્રુવોદયી

અર્થ—સ્થિર, શુભ અને તેથી ઈતર તે અસ્થિર ને અશુભ એ ચાર વિના અધ્રુવબંધી ૬૯ અને મિથ્યાત્વ વિના મોહનીય કર્મના ધ્રુવબંધી ૧૮, નિદ્રા ૫, ઉપઘાતનામ, મિશ્રમોહનીય, સમકિત મોહનીય કુલ ૯૫ અધ્રુવોદયી જાણવી. ૭

વિવેચન—હવે અધ્રુવોદયી કહે છે-થિર ૧, અથિર ૨, શુભ ૩, અશુભ ૪, એ ચાર ધ્રુવોદયી માંહે ગણી છે તે માટે તે ચાર વિના અધ્રુવબંધી ૬૯ અને મિથ્યાત્વ ઇહાં ધ્રુવોદયી માંહે ગણ્યું તે માટે તે વિના મોહનીયકર્મની ધ્રુવબંધી ૧૮ તે ઈહાં અધ્રુવોદયી જાણવી ૮૯, પાંચ નિંદ્રા ૯૨, ઉપઘાત નામ ૯૩, મિશ્રમોહનીય ૯૪, સમ્યક્ત્વ મોહનીય ૯૫, એ પંચાણું પ્રકૃતિ અધ્રુવોદયી હોય. જે પ્રકૃતિનો જેટલા ગુણઠાણાને વિષે ગુણપ્રત્યયથકી ઉદયનો વ્યુચ્છેદ નથી કહ્યો તે છતા તેજ ગુણઠાણે તે પ્રકૃતિ દ્રવ્ય ક્ષેત્રની અપેક્ષાએ ઉદય આવે અથવા ઉદયે ન પણ આવે તે માટે અધ્રુવોદયી કહીએ. ૭

---

## ધ્રુવ સત્તા પ્રકૃતિ.

૨૦ ૨૦ ૭ ૪૧ ૩
**તસવન્નવીસસગતેઅ,—કમ્મ ધુવબંધિસેસ વેઅતિગં;**
૧૭ ૨ ૪ ૭ ૪
**આગિઇતિગ વેઅણિઅં, દુજુઅલ સગઉરલુસાસચઉ. ૮**

**તસવન્નવીસ**—ત્રસવીશક અને વર્ણવીશક.
**સગતેઅકમ્મ**—તૈજસકાર્મણ સપ્તક
**ધુવબંધી**—ધ્રુવબંધીમાંથી
**સેસ**—બાકીની—વર્ણચતુષ્ક અને તૈજસ, કાર્મણ શિવાયની ૪૧
**વેઅતિગં**—ત્રણ વેદ
**આગિઇતિગ**—આકૃતિત્રિક એટલે છ સંસ્થાન, છ સંઘયણ અને પાંચ જાતિ
**વેઅણિઅં**—વેદનીય
**દુજુઅલ**—બે યુગલ
**સગઉરલ**—ઔદારિક સપ્તક
**ઉસાસચઉ**—ઉશ્વાસચતુષ્ક

અર્થઃ—ત્રસવીશક, વર્ણવીશક, તૈજસ સપ્તક, બાકીની (૪૧) ધ્રુવબંધી, ત્રણ વેદ, આકૃતિત્રિક, બે વેદનીય, બે યુગલ, ઔદારિક સપ્તક, ઉશ્વાસ ચતુષ્ક; ૮

વિવેચન—હવે ધ્રુવ સત્તા કહે છે.-ત્રસદશકો, સ્થાવર દશકો એ ૨૦; વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, એ વીશ મળી ૪૦. તૈજસ શરીર ૧, કાર્મણશરીર ૨, તૈજસ તૈજસ બંધન ૩, તૈજસ કાર્મ્મણ બંધન ૪, કાર્મ્મણ કાર્મ્મણ બંધન ૫, તૈજસ સંઘાતન ૬, કાર્મ્મણ સંઘાતન ૭, એ તૈજસ કાર્મણ સપ્તક મેળવતાં ૪૭. વર્ણ ચતુષ્ક અને તૈજસ કાર્મણ એવં ૬ ઉપર કહી તે માટે તે ટાળી શેષ ધ્રુવબંધી ૪૧, એવં ૮૮; ત્રણવેદ ૯૧, આકૃતિત્રિક તે સંસ્થાન ૬, સંઘયણ ૬, જાત ૫, એ ત્રણની ૧૭ લેવી એટલે ૧૦૮; બે વેદનીય ૧૧૦, હાસ્ય રતિ, શોક અરતિ એ બે યુગળ ૧૧૪, ઔદારિક શરીર ૧, ઔદારિકોપાંગ ૨, ઔદારિક સંઘાતન ૩, ઔદારિકઔદારિક બંધન ૪, ઔદારિક તૈજસ બંધન ૫, ઔદારિક કાર્મ્મણ બંધન ૬, ઔદારિક તૈજસ કાર્મ્મણ બંધન ૭, એ ઔદારિક સપ્તક મળી ૧૨૧; ઉચ્છ્વાસ ૧, ઉદ્યોત ૨, આતપ ૩, પરાઘાત ૪, એ ઉશ્વાસ ચતુષ્ક મળી ૧૨૫. ૮

## ધ્રુવ અધ્રુવ સત્તા પ્રકૃતિ.

**ખગઇ[૨]તિરિદુગ[૨] નીઅં[૧], ધુવસંતા[૧૩૦] સમ્મ[૧] મીસ[૧] મણુયદુગં[૨];**
**વિઉલિક્કાર[૧૧] જિણ[૧]આઉ[૪], હારસગ[૭]ુચ્ચા[૧] અધુવસંતા[૨૮] ॥ ૯॥**

ખગઇતિરિદુગ-ખગતિદ્વિક અને તિર્યંચદ્વિક
નીઅં-નીચગોત્ર
ધુવસંતા-ધ્રુવસત્તા
સમ્મ-સમકિતમોહનીય
મીસ-મિશ્રમોહનીય
મણુયદુગં-મનુષ્યદ્વિક
વિઉવિક્કાર-વૈક્રિય એકાદશક
જિણ-જિન નામકર્મ
આઉ-ચાર આયુષ્ય
આહારસગ-આહારક સપ્તક
ઉચ્ચા-ઉચ્ચગોત્ર
અધુવસંતા-અધ્રુવસત્તા

અર્થઃ--ખગતિદ્વિક, તિર્યંચદ્વિક, નીચગોત્ર એ ( ૧૩૦ પ્રકૃતિ ) ધ્રુવસત્તા જાણવી. સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, મનુષ્યદ્વિક, વૈક્રિય એકાદશ, જિન નામકર્મ, ચાર આયુષ્ય, આહારક સપ્તક અને ઉચ્ચગોત્ર; એ (૨૮ પ્રકૃતિ) અધ્રુવ સત્તા કહેવાય છે. ૯

વિવેચન—બે વિહાયોગતિ ૧૨૭, તિર્યંગ્ગતિ, તિર્યંગાનુપૂર્વી એ તિર્યગ્દ્વિક ૧૨૯, નીચૈર્ગોત્ર ૧૩૦, એ એકસો ત્રીશ પ્રકૃતિ ધ્રુવસત્તા હોય. સમ્યક્ત્વ પામ્યા પહેલા સર્વ જીવને સદાય સત્તાએ હોયજ તે માટે ધ્રુવસત્તા કહીએ. હવે અધ્રુવસત્તા કહે છે-સમ્યક્ત્વ મોહનીય ૧, મિશ્રમોહનીય ૨, મનુષ્યગતિ, ૧ મનુષ્યાનુપૂર્વી ૧, એવં ૪; દેવગતિ ૧, દેવાનુપૂર્વી ૨, નરકગતિ ૩, નરકાનુપૂર્વી ૪, વૈક્રિય શરીર ૫, વૈક્રિયઉપાંગ ૬, વૈક્રિય સંઘાતન ૭, વૈ૦ વૈ૦ બંધન ૮, વૈ૦ તૈજસ બંધન ૯, વૈક્રિય કાર્મ્મણ બંધન ૧૦, વૈ૦ તૈ૦ કા૦ બંધન ૧૧, એ વૈક્રિયૈકાદશક ૧૫, જિનનામ ૧૬, ચાર આયુઃ ૨૦; આહારક શરીર ૧, આ૦ ઉપાંગ ૨, આ૦ સંઘાતન ૩, આ૦ આ૦ બંધન ૪, આ૦ તૈ૦ બંધન ૫, આ૦ કા૦ બંધન ૬, આ૦ તૈ૦ કા૦ બંધન ૭, એ આહારક સપ્તક ૨૭ અને ઉચ્ચૈર્ગોત્ર ૨૮, એ અઠ્ઠાવીશ પ્રકૃતિ અધ્રુવ સત્તા કહીએ. તે આ પ્રમાણે-સમ્યક્ત્વ મોહનીય ૧, મિશ્રમોહનીય ૨ એ બે તો અભવ્યને સત્તાએ હોય નહીં, બહુકાલીન ભવ્યને પણ ન હોય અને કેટલાએક અલ્પકાલીનને હોય. મનુષ્યદ્વિક તેઉકાય વાયુકાય માંહે ગયે ઉવેલે તેને સત્તાએ ન હોય. અનેરા એટલે બીજાને હોય. વૈક્રિયૈકાદશક ત્રસપણું ન પામ્યોજ હોય તેને બંધના અભાવ થકી અથવા બંધ કરીને સ્થાવર મધ્યે ગયે તે સ્થિતિને ક્ષયે સત્તા ન પામીએ. અનેરાને સત્તા હોય પણ ખરી.

તથા સમ્યકત્વ હેતુ છતે પણ જિનનામ કોઇને હોય કોઇને ન હોય. તથા સ્થાવરને નરકાયુ દેવાયુની, અહમિંદ્ર (નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરના દેવો )ને તિર્યંગાયુની, અને તેજો વાયુને મનુષ્યાયુની સત્તા સર્વથા ન હોય; તે બાંધવાના અભાવ થકી. અનેરાને તો હોય. તથા સયમ હેતુ છતે પણ આહારક સપ્તકની કોઇને સત્તા હોય, કોઇને ન હોય તથા તેજો વાયુ માંહે ગયાં સ્થિતિને ક્ષયે ઉદ્વલના પ્રયોગે કરીને ઉચ્ચૈર્ગોત્રની સત્તા ટળે ત્યારે સત્તા ન હોય. તથા તેજો વાયુ માંહેથી નીકળી અન્ય તિર્યંચમાં ગયે છતે અપર્યાપ્તપણે ઉચ્ચૈર્ગોત્રની સત્તા ન હોય, અનેરાને હોય. એટલા માટે અઠ્ઠાવીશ પ્રકૃતિની સત્તા જ્યાં કહી છે ત્યાં પણ કોઇ વારે હોય, કોઇ વારે ન હોય, તે માટે અધ્રુવસત્તા કહીએ. વૈક્રિયૈકાદશની સત્તા એકેંદ્રિયમાં ગયાંજ ઉવેળે. મનુષ્યદ્વિક અને ઉચ્ચૈર્ગોત્રની સત્તા તેઉ વાઉ માંહેજ ઉવેળે. ૯

---

## ગુણઠાણે ધ્રુવ સત્તા.

પઢમતિગુણેસુ મિચ્છં, નિઅમા અજયાઇઅટ્ઠગે ભજ્જં;
સાસાણે ખલુ સમ્મં, સંતં મિચ્છાઇદસગે વા ॥૧૦॥

પઢમતિગુણેસુ—પહેલા ત્રણ ગુણઠાણાને વિષે
નિયમા—નિશ્ચયે
અજયાઇ—અવિરતાદિ
અટ્ઠગે—આઠ ગુણઠાણે
ભજ્જં—ભજના
સાસાણે—સાસ્વાદને
ખલુ—નિશ્ચયે
સમ્મં—સમકિત મોહનીય
સંતં—વિદ્યમાન હોય
મિચ્છાઇદસગે—મિથ્યાત્વાદિ દશ ગુણઠાણે
વા—વિકલ્પે હોય

અર્થ:—પહેલા ત્રણ ગુણઠાણાને વિષે મિથ્યાત્વ મોહ-નીય નિશ્ચયે હોય. અવિરતાદિ આઠ ગુણઠાણે ભજના જાણવી. સાસ્વાદન ગુણઠાણે સમ્યક્ત્વ મોહનીય નિશ્ચયે વિદ્યમાન હોય. મિથ્યાત્વાદિ દશ ગુણઠાણે વિકલ્પે હોય. ૧૦

વિવેચન—પહેલાં ત્રણ ગુણઠાણાં મિથ્યાત્વ ૧, સાસ્વાદન ૨, મિશ્ર ૩, એને વિષે મિથ્યાત્વમોહનીયની સત્તા નિશ્ચયે હોયજ. અને અવિરતાદિ આઠ ગુણઠાણે ભજનાએ-હે અને ન પણ હોય. જેણે મિથ્યાત્વ ક્ષય કર્યું હોય તેને ન હોય અને જેણે ઉપશમાવ્યું હોય તેને સત્તા હોય. ૨૮ ની સત્તાવાળાને મિથ્યાત્વ સત્તાયે હોય અને ૨૧, ૨૨, ૨૩ ની સત્તાવાળાને ન હોય. સાસ્વાદન ગુણઠાણે નિશ્ચે સમ્યક્ત્વ મોહનીય સત્તાએ હોય. ઉપશમ સમ્યક્ત્વ અંત-ર્મુહૂર્તનું છે, તેમાંથી જઘન્યથી ૧ સમય, ઉત્કૃષ્ટ ૭ આવળી થાકતી-બાકી હોય ત્યારે સાસ્વાદન પામે, ત્યાં તે નિશ્ચે ૨૮ ની સત્તાવાળોજ હોય તે માટે. અને મિથ્યાત્વ આદિ દઇને ઉપશાન્ત મોહ લગે સાસ્વાદન વર્જીને દશ ગુણઠાણે વા-વિકલ્પે હોય અને ન પણ હોય, તે આ પ્રમાણે-૨૬ ની સત્તાવાળા અનાદિ મિથ્યાત્વીને તથા ઉદ્વલિત સમ્યક્ત્વ પુંજવાળાને સમ્યક્ત્વ મોહનીય સત્તાએ ન હોય; અનેરા બીજાને હોય. તથા મિશ્રને પણ સમ્યક્ત્વ ઉવલ્યે ૨૭ ની સત્તાએ સમ્યક્ત્વ મોહનીય ન હોય અન્યથા હોય. અવિ-રતાદિક ઉપશાંતમોહ લગે ૭ પ્રકૃતિને ક્ષયે ક્ષાયિક સમ્ય-ક્ત્વીને સમ્યક્ત્વ મોહનીય ન હોય, અનેરાને હોય. ૧૦

---

**સાસણમીસેસુ ધુવં, મીસં મિચ્છાઇનવસુ ભયણાએ;**
**આઇદુગે અણ નિઅમા, ભઇઆ મીસાઇનવગંમિ ૧૧**

| | |
|---|---|
| સાસણમીસેસુ-સાસ્વાદન અને મિશ્ર ગુણઠાણે | આઇદુગે-પહેલા બે ગુણઠાણે |
| ધુવં-ધ્રુવ-નિત્ય | અણુ-અનંતાનુબંધી |
| મીસં-મિશ્રમોહનીય | ભઇઆ-ભજના |
| મિચ્છાઇનવસુ-મિથ્યાત્વાદિ નવ ગુણઠાણે | નિઅમા-નિશ્ચયથી હોય. |
| ભયણાએ-વિકલ્પે | મીસાઇનવગંમિ-મિશ્ર આદિ નવ ગુણઠાણે |

અર્થ:--સાસ્વાદન અને મિશ્ર ગુણઠાણે નિત્ય મિશ્ર મોહનીય હોય, મિથ્યાત્વાદિ નવ ગુણઠાણે વિકલ્પે હોય. પહેલા બે ગુણઠાણે અનંતાનુબંધી કષાય નિશ્ચયે હોય, મિશ્રાદિ નવ ગુણઠાણે ભજના જાણવી. ૧૧

વિવેચન—સાસ્વાદને અને મિશ્ર ગુણઠાણે નિશ્ચયે સદાયે મિશ્ર મોહનીય હોય, તે કેમ? સાસ્વાદન તો નિશ્ચયે ૨૮ ની સત્તાવંત હોયજ અને મિશ્ર તો ૨૮ ની સત્તાવંત હોય, સમ્યકત્વ ઉવળ્યે ૨૭ ની સત્તાવંત હોય અને અનંતાનુબંધી ઉવળ્યે ૨૪ ની સત્તાવંત હોય, તે માટે એ સત્તા સ્થાનકે અવશ્ય મિશ્રમોહનીય હોય. અને ૨૬ ની સત્તા તો મિશ્રે હોયજ નહિ તે માટે સાસ્વાદને અને મિશ્રે નિશ્ચયે અવશ્ય મિશ્રમોહનીય હોય. મિથ્યાત્વથી ઉપશાન્તમોહ લગે સાસ્વાદન મિશ્ર વર્જીને નવ ગુણઠાણે ભજનાએ હોય અને ન પણ હોય. જે મિથ્યાત્વી ૨૬ ની સત્તાવાળો હોય, તેને મિશ્ર મોહનીય સત્તાએ ન હોય, અનેરાને હોય. તથા અવિરતાદિ ઉપશાન્તમોહ લગે જે ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિ છે તેને મિશ્રમોહનીય સત્તાએ ન હોય, અનેરાને હોય તે માટે ભજના. પહેલે બે ગુણઠાણે અનંતાનુબંધિ ૪ કષાય નિશ્ચયે હોય. પહેલે તો બંધે અને ઉદયે છે. બીજે ઉદયે નિશ્ચયે હોય તો સત્તાએ તો હોયજ અને મિશ્રાદિક ઉપશાન્તમોહ લગે

નવ ગુણઠાણે ભજનાએ કહેવા. ૨૪ ની સત્તાવાળા મિશ્રને ન હોય અને ૨૭, ૨૮ ની સત્તાવાળાને હોય. તથા ચોથાથી ૧૧ મા લગે ૨૧-૨૨-૨૩-૨૪ ની સત્તાવાળાને અનંતાનુબંધી સત્તાએ ન હોય અને ૨૬, ૨૮ ની સત્તાવાળાને હોય, તે માટે ભજના. ૧૧

---

આહારસત્તગં વા, સવ્વગુણે બિતિગુણે વિણા તિત્થં;
નોભયસ તે મિચ્છો, અંતમુહુત્તં ભવે તિત્થે ॥ ૧૨ ॥

આહારસત્તગં-આહારક સપ્તક
સવ્વગુણે-સર્વ ગુણઠાણે
વા-વિકલ્પે હોય
બિતિગુણે-બીજા ત્રીજા ગુણઠાણા
વિણા-વિના
તિત્થં-તીર્થંકર નામકર્મ
ન-ન હોય
ઉભયસંતે-આહારક સપ્તક અને જિનનામ એ બંનેની સત્તા છતે.
મિચ્છો-મિથ્યાત્વી
અંતમુહુત્તં-અંતર્મુહૂર્ત્ત પર્યંત
ભવે-હોય, થાય
તિત્થે-તીર્થંકર નામકર્મ છતે

અર્થ:--આહારક સપ્તક સર્વ ગુણઠાણાને વિષે વિકલ્પે હોય. બીજા અને ત્રીજા ગુણઠાણા વિના બાકીના સર્વ ગુણઠાણાને વિષે તીર્થંકર નામકર્મ વિકલ્પે હોય. બંને ( આહારક સપ્તક અને જિન નામકર્મ ) ની સત્તા છતે મિથ્યાત્વી ન થાય. તીર્થંકર નામકર્મ સત્તામાં છતે અંતર્મુહૂર્ત પર્યંત મિથ્યાત્વી થાય. ૧૨

વિવેચન—તથા આહારક શરીર ૧, આહારકોપાંગ ૨, આહારક સંઘાતન ૩, આહારક આહારક બંધન ૪, આ-

હારક તૈજસ બંધન ૫, આહારક કાર્મણ બંધન ૬, આહારક તૈજસ કાર્મણ બંધન ૭, એ આહારક સપ્તક સર્વ (૧૪) ગુણઠાણે વા ઇતિ વિકલ્પે સત્તાએ હોય. જે અપ્રમત્ત સાધુ સંયમપ્રત્યયિક આહારકસપ્તકનો બંધ કરીને ઉપરલે ગુણઠાણે ચઢે અથવા હેઠો પડે તેને સર્વ ગુણઠાણે સત્તા પામીએ અને જે તે બંધ કરેજ નહિ તેને ન હોય. તથા બીજા ત્રીજા ગુણઠાણા વિના શેષ સર્વ ગુણઠાણે તીર્થંકર નામની સત્તા વિકલ્પે હોય; સમ્યક્ત્વપ્રત્યયિક તીર્થંકરનામ બાંધીને ઉંચો ચઢે ત્યારે ઉપરલે સર્વ ગુણઠાણે સત્તા પામીએ અને કોઇક જીવે પૂર્વે નરકાયુ બાંધ્યું હોય અને પછી ક્ષાયોપશમિક સમ્યકત્વ પામીને તથાવિધ અધ્યવસાયે તીર્થંકર નામ બાંધીને અંત્ય સમયે સમ્યકત્વ વમી મિથ્યાત્વ ગુણઠાણે આવી નરકે જાય, ત્યારે મિથ્યાત્વે જિનનામની સત્તા પામીએ અને જે શુદ્ધ સમ્યકત્વ છતે પણ જિનનામ ન બાંધે, તેને સર્વ ગુણઠાણે જિનનામની સત્તા ન હોય અને જિનનામની સત્તાવંત સાસ્વાદન મિશ્રે તો સ્વભાવેજ ન આવે તે માટે તે નિષેધ્યાં. જિનનામ ૧, આહારકસપ્તક ૨, એ બેની ભેળી સત્તાવંત જીવ મિથ્યાત્વ ગુણઠાણે ન જાય-મિથ્યાત્વી ન હોય. તીર્થંકરનામની સત્તાવંત જીવને મિથ્યાત્વ આવે તો અંતર્મુહૂર્તજ રહે, તે આ પ્રમાણે–પૂર્વે નરકનું આયુ બાંધીને પછી ક્ષાયોપશમિક સમ્યકત્વ પામીને તીર્થંકરનામ બાંધે તે જીવ મરતાં સમ્યકત્વ વમીને મિથ્યાત્વે આવી નરકે ઉપજે ત્યાં વળી તુરત સમ્યકત્વ પામે, એટલુંજ–અંતર્મુહૂર્તજ મિથ્યાત્વ રહે. ૧૨

---

## ઘાતીપ્રકૃતિની સંખ્યા.

કેવલજુઅલાવરણા[2], પણ[5] નિદ્દા બારસાઇમકસાયા[12];
મિચ્છં[1] તિ સવ્વઘાઈ[20], ચઉ[4]નાણતિ[3]દંસણાવરણા. ૧૩

કેવલ જુયલ–કેવળ જ્ઞાન અને દર્શનના
આવરણા–આવરણો-આચ્છાદનો.
પણ–પાંચ
નિદ્દા–નિદ્રા
બારસ–બાર
આઇમ કસાયા–પહેલા ક-ષાયો.
મિચ્છંતિ–મિથ્યાત્વ એ પ્રકારે
સવ્વઘાઈ–સર્વ ઘાતી
ચઉ–ચાર
નાણ–જ્ઞાનના ( અને )
તિદંસણ–ત્રણ દર્શનના
આવરણા–આવરણો.

અર્થ:—કેવલયુગલના આચ્છાદનો, પાંચ નિદ્રા, પહેલા બાર કષાયો અને મિથ્યાત્વ એ પ્રકારે ( વીશ પ્રકૃતિ ) સર્વઘાતી હોય. ચાર જ્ઞાનના અને ત્રણ દર્શનના આવરણો; ૧૩.

વિવેચન—હવે ઘાતીદ્વાર કહે છે.-કેવળ જ્ઞાનાવરણીય ૧, કેવળ દર્શનાવરણીય ૨, પાંચ નિદ્રા એ ૭, ધુરિલા-આગળના બાર કષાય, તે કયા? અનંતાનુબંધીય ૪, અપ્રત્યાખ્યાનીય ૪, પ્રત્યાખ્યાનીય ૪, એવં ૧૨ કષાય એ ૧૯, મિથ્યાત્વમોહનીય ૨૦, એ વીશ પ્રકૃતિ સર્વ પોતાના સ્વવિષયી ગુણને હણે તે માટે સર્વઘાતી કહીએ. તે કેમ? કેવળદ્વિકાવરણ તે કેવળદ્વિકને સર્વથા આવરે, ઉપજવા ન દે અને તે આવરણ સર્વથા ટળ્યેજ કેવળદ્વિક ઉપજે તે માટે તે સર્વઘાતી. નિદ્રાપંચક પણ સર્વ ઇંદ્રિયના અવબોધને આવરે તે માટે સર્વઘાતી. કષાયની ત્રણ ચોકડી પણ અનુક્રમે સમ્યકત્વ, દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ગુણને હણે તે માટે

સર્વઘાતી. મિથ્યાત્વ પણ સમ્યક્ત્વને હણે તે માટે સર્વઘાતી કહીએ. હવે દેશઘાતી પ્રકૃતિ કહે છે-મત્યાદિ ચાર જ્ઞાનાવરણીય અને ત્રણ દર્શનાવરણીય એ ૭. ૧૩

---

૪ ૯ ૫ ૨૫ ૭૫
**સંજલણ નોકસાયા, વિગ્ઘં ઇઅ દેસઘાઇય અઘાઇ;**
૮ ૩૫ ૪ ૨૦ ૪ ૪
**પત્તેયતણુટ્ઠાઉ, તસવીસા ગોઅદુગવન્ના ॥ ૧૪ ॥**

સંજલણ-સંજ્વલન કષાયો.
નોકસાયા-નવ નોકષાયો.
વિગ્ઘં-પાંચ અંતરાય.
ઇઅ-એ
દેસઘાઇ-દેશઘાતી જાણવી.
અઘાઇ-અઘાતી
પત્તેય-પ્રત્યેક પ્રકૃતિ આઠ
તણુટ્ઠ-શરીરાદિ અષ્ટક
આઉ-ચાર આયુષ્ય
તસવીસા-ત્રસ વીશક
ગોઅદુગ-ગોત્રદ્વિક-બે ગોત્ર, બે વેદનીય.
વન્ના-વર્ણ ચતુષ્ક.

અર્થઃ--સંજ્વલન કષાયો, નવ નોકષાયો અને પાંચ અંતરાય, એ ( પચીશ પ્રકૃતિ ) દેશઘાતી જાણવી. આઠ પ્રત્યેક પ્રકૃતિ, શરીરાદિ અષ્ટક, ચાર આયુષ્ય, ત્રસ વીશક, ગોત્રદ્વિક અને વર્ણચતુષ્ક એ ( ૭૫ પ્રકૃતિ ) અઘાતી જાણવી. ૧૪

વિવેચન—ચાર સંજ્વલન કષાય ૧૧, નવ નોકષાય ૨૦, પાંચ અંતરાય ૨૫, એ પચીશ પ્રકૃતિ દેશથકી પોતાના વિષય ( પોતાને આવરણ કરવા યોગ્ય ગુણ ) ને હણે તે માટે દેશઘાતી કહીએ, એની ભાવના *સુગમ જ છે સંજ્વલન

---

*કેવળજ્ઞાનાવરણે આચ્છાદિત નહિ થયેલ એવા જ્ઞાનાંશને મતિજ્ઞાનાવરણચતુષ્ક હણે-આવરે તેથી તેને દેશઘાતી કહીએ; મત્યાદિ જ્ઞાનચતુષ્કના વિષયભૂત અર્થોને ન જાણે તેજ મતિજ્ઞાનાદિના

૪ કષાય અને નવ નોકષાય તે ચારિત્રમાં અતિચાર ઉપજાવે, તે માટે દેશઘાતી. यदुक्तं-*सव्वेवि य अइयारा, संजलणाणं तु उदयओ हुंते ॥ मूलच्छिज्जं पुण होइ, बारसण्हं कसायाणं ॥ १ ॥

હવે અઘાતી ૭૫ પ્રકૃતિ કહે છે. परघाऊसास० ઈત્યાદિ આઠ પ્રત્યેક પ્રકૃતિ ૮, तणुअंगागिइ० ઈત્યાદિ શરીર

---

આવરણનો ઉદય જાણવો અને તેના અવિષયભૂત ( કેવળ જ્ઞાનના વિષયભૂત ) અનંત ગુણોને જે ન જાણે તે કેવળજ્ઞાનાવરણનો ઉદય જાણવો. દર્શનત્રિક માટે પણ એ પ્રકારે જાણવું. સંજ્વલન કષાય અને નોકષાય પણ ચારિત્રવાળાને તેના ચારિત્રના દેશને હણે એટલે ચારિત્રના મૂળ અને ઉત્તરગુણમાં અતિચાર ઉપજાવે તે માટે તે દેશઘાતી કહીએ. દાન, લાભ, ભોગ અને ઉપભોગને ગ્રહણ ધારણ યોગ્ય પુદ્ગલ દ્રવ્યો સર્વ પુદ્ગલાસ્તિકાયના અનન્તમા ભાગરૂપ એક એક દેશરૂપે છે તેથી પુદ્ગલાસ્તિકાયના દેશરૂપ પુદ્ગલ દ્રવ્યોને દાનાદિ ક્રિયામાં આવરે માટે તે દાનાંતરાયાદિને દેશઘાતી કહીએ. વીર્યાંતરાય પણ દેશઘાતી જ છે કેમકે તે સર્વ વીર્યને હણતી નથી, સૂક્ષ્મનિગોદ જીવને પણ વીર્યાંતરાય કર્મનો ઉદય વર્તતે છતે આહારપરિણમન, કર્મદલિકગ્રહણ અને ગત્યંતરગમન હોય છે; તે વીર્યાંતરાયનો ક્ષયોપમશમ જાણવો. નિગોદથી માંડીને ક્ષીણમોહ ગુણસ્થાનવર્તિ જીવો પર્યંત વીર્યની તરતમતા જાણવી. આ સર્વ કેવળીના વીર્યનો એક દેશ જાણવો તે માટે દેશઘાતી કહીએ; સર્વઘાતી હોય તો એટલો જઘન્ય ગુણ પણ ન હોઇ શકે.

* સંજ્વલન કષાયોના ઉદયથી ચારિત્રમાં અતિચારો ઉત્પન્ન થાય અને પહેલા બાર કષાયનો ઉદય તો મૂળ ગુણને છેદ કરનારો હોય.

૫, ઉપાંગ ૩, સંસ્થાન ૬, સંઘયણ ૬, જાતિ ૫, ગતિ ૪, ખગતિ ૨, આનુપૂર્વિ ૪, એવં ૩૫, ચાર આયુઃ એ સર્વ મળી ૪૭, ત્રસનો દશકો તથા સ્થાવરનો દશકો એવં ૨૦, મળી ૬૭, બે ગોત્ર, બે વેદનીય ૭૧, ચાર વર્ણાદિ મળી ૭૫, એ પંચોતેર પ્રકૃતિ જ્ઞાનાદિ ગુણનો ઘાત ન કરે તે માટે અઘાતિની કહીએ. તે દેશઘાતિની સાથે વેદાતી તેના સરખી જ થાય અને સર્વઘાતિની સાથે વેદાતી તે સરખીજ થઈ જાય. જેમ પોતે ચોર ન હોય પણ ચોર સંઘાતે મળ્યો થકો ચોર સરખોજ થાય. ૧૪

---

## બહેંતાળીશ પુણ્યપ્રકૃતિ.

૩ ૩ ૧ ૧ ૧૦ ૫ ૩ ૧ ૧
સુરનરતિગુચ્ચસાયં, તસદસ તણુવંગ વઇરચઉરંસં;
૭ ૧ ૪ ૧ ૧
પરઘાસગ તિરિઆઊ, વન્નચઉ પણિંદિ સુભખગઈ. ૧૫

સુરનરતિગ–દેવત્રિક, મનુષ્યત્રિક,
ઉચ્ચ–ઉચ્ચગોત્ર,
સાયં–સાતા વેદનીય.
તસદસ–ત્રસ દશક
તનુ–પાંચ શરીર
ઉવંગ–ત્રણ ઉપાંગ
વઇર–વજ્રૠષભનારાચ સંઘયણ.
ચઉરંસં–સમચતુરસ્ર સંસ્થાન
પરઘાસગ–પરાઘાત સપ્તક
તિરિઆઊ–તિર્યંચાયુઃ
પણિંદિ–પંચેંદ્રિય જાતિ

વિવેચન—હવે પુણ્ય પ્રકૃતિ કહે છે–દેવત્રિક ૩, મનુષ્ય ત્રિક ૬, ઉચ્ચૈર્ગોત્ર ૭, સાતાવેદનીય ૮, ત્રસનો દશકો ૧૮, પાંચ શરીર ૨૩, ત્રણ ઉપાંગ ૨૬, વજ્ર ૠષભ નારાચ સંઘયણ ૨૭, સમ ચતુરસ્ર સંસ્થાન ૨૮; પરાઘાતનામ ૧, ઉચ્છ્વાસનામ

૨, આતપનામ ૩, ઉદ્યોતનામ ૪, અગુરૂલઘુનામ ૫, તીર્થંકરનામ ૬, નિર્માણનામ ૭, એ સાત મળી ૩૫, તિર્યંગાયુ: ૩૬, વર્ણાદિ ચાર શુભ ૪૦, પંચેંદ્રિય જાતિ ૪૧ અને શુભવિહાયો ગતિ ૪૨. ૧૫.

---

## બ્યાસી પાપપ્રકૃતિ.

**આયાલ[૪૨] પુણ્ણપગઈ, અપઢમસંઠાણ[૫]ખગઈ[૧]સંઘયણા[૫];**
**તિરિદુગ[૨]અસાય[૧]નીઆ[૧],–વઘાય[૧]ઇગ[૧]વિગલ[૩]નિરયતિગં[૩]. ૧૬**

**આયાલ**–બહેંતાળીશ
**પુણ્ણપગઈ**–પુણ્યપ્રકૃતિ
**અપઢમ**–પહેલાને વર્જીને
**સંઠાણ**–સંસ્થાન ( પાંચ ),
**ખગઇ સંઘયણા**–વિહાયોગતિ અને સંઘયણ.
**તિરિદુગ**–તિર્યંચદ્વિક
**અસાય**–અશાતા વેદનીય
**નીઅ**–નીચ ગોત્ર
**ઉવઘાય**–ઉપઘાત નામ
**ઇગવિગલ**–એકેંદ્રિય, વિકલેંદ્રિય,
**નિરયતિગં**–નરકત્રિક

વિવેચન—એ બેંતાલીશ શુભ પ્રકૃતિ છે તેમાટે પુણ્ય પ્રકૃતિ કહીએ. હવે પાપ પ્રકૃત કહે છે.–પહેલું ટાળીને પાંચ સંસ્થાન ૫, પહેલી ટાળીને ખગતિ એટલે અશુભ વિહાયોગતિ ૬, પહેલું ટાળીને પાંચ સંઘયણ ૧૧, તિર્યંચદ્વિક ૧૩, અસાતાવેદનીય ૧૪, નીચૈર્ગોત્ર ૧૫, ઉપઘાત નામ ૧૬, એકેંદ્રિયજાતિ ૧૭, ત્રણ વિકલેંદ્રિય ૨૦, નરકત્રિક ૨૩; ૧૬.

**થાવરદસ[૧૦] વન્નચઉક્ક[૪], ઘાઇ પણયાલ[૪૫] સહિઅ બાસીઈ[૮૨];**
**પાવપયડિ ત્તિ દોસુ વિ, વન્નાઇ[૪]ગહા સુહા અસુહા ॥૧૭॥**

થાવરદસ–સ્થાવર દશક
વન્નચઉક્ક–અશુભ વર્ણાદિ ચતુષ્ક.
ઘાઇ–સર્વઘાતી અને દેશઘાતી
પણયાલા-પીસ્તાળીશ
સહિઅ–યુક્ત–સહિત
બાસીઈ બ્યાસી
પાવપયડિત્તિ–પાપ પ્રકૃતિ એ પ્રકારે
દોસુવિ–પુણ્ય અને પાપ બંનેને વિષે વળી.
વન્નાઇગહા–વર્ણાદિકનું ગ્રહણ કરવાથી
સુહા–શુભ
અસુહા–અશુભ

વિવેચન—સ્થાવરનો દશકો ૩૨, વર્ણાદિક ચાર અશુભ ૩૭, સર્વ ઘાતિની ૨૦, અને દેશઘાતિની ૨૫, એવં ૪૫ ઘાતી પ્રકૃતિ એ સર્વ મળીને બ્યાસી પાપ પ્રકૃતિ કહિયે, અશુભ માટે. એ બેને વિષે–પુણ્ય પ્રકૃતિને વિષે અને પાપ પ્રકૃતિને વિષે વર્ણાદિક ૪ લીધા તે પુણ્ય પ્રકૃતિને વિષે શુભ કહેવા અને પાપ પ્રકૃતિને વિષે અશુભ કહેવા પણ તે એકજ છે. ૧૭.

---

## અપરાવર્ત્તમાન પ્રકૃતિ.

નામધુવબંધિનવગં, દંસણ પણનાણ વિગ્ઘપરઘાયં;
ભય કુચ્છમિચ્છ સાસં, જિણ ગુણતીસા અપરિઅત્તા. ૧૯

(superscript counts: નવગં ૯, દંસણ ૪, પણનાણ ૫, વિગ્ઘ ૫, પરઘાયં ૧; ભય ૧, કુચ્છ ૧, મિચ્છ ૧, સાસં ૧, જિણ ૧, ગુણતીસા ૨૯)

નામ–નામ કર્મની
ધુવબંધિનવગં–નવ ધ્રુવબંધી
દંસણ–ચાર દર્શનાવરણ
પણ નાણ–પાંચ જ્ઞાનાવરણ.
વિગ્ઘ—પાંચ અંતરાય
પરઘાયં–પરાઘાત નામ
ભય–કુચ્છ–મિચ્છ–ભય, જુગુપ્સા ને મિથ્યાત્વ.
સાસં–ઉચ્છ્વાસ નામ કર્મ
જિણ–જિનનામ.
ગુણતીસા–ઓગણત્રીશ
અપરિયત્તા–અપરાવર્ત્તમાના

વિવેચન-હવે અપરાવર્તમાન પ્રકૃતિ કહે છે-નામ કર્મની ધ્રુવબંધી નવ, તે કઇ? વર્ણ ચતુષ્ક ૪, તૈજસનામ ૫, કાર્મણ નામ ૬, અગુરૂલઘુનામ ૭, નિર્માણનામ ૮, ઉપઘાતનામ ૯, એ નવ; દર્શનાવરણ ચતુષ્ક ૧૩, પાંચ જ્ઞાનાવરણીય ૧૮, પાંચ અંતરાય ૨૩, પરાઘાત નામ ૨૪, ભય ૨૫, જુગુપ્સા ૨૬, મિથ્યાત્વ ૨૭, ઉચ્છ્વાસ નામ ૨૮, જિન નામ ૨૯, એ ૨૯ પ્રકૃતિ પોતાને બંધે ઉદયે-ઉભયે અનેરી પ્રકૃતિનો બંધ ઉદય-તદુભય નિવારે નહીં તે માટે અપરાવર્ત્તમાન કહીએ. ૧૮.

---

## પરાવર્તમાન તથા ક્ષેત્રવિપાકી પ્રકૃતિ.

તણુઅટ્ઠ[૩૩] વેઅ[૩] દુજુઅલ[૪], કસાય[૧૬] ઉજ્જોઅ[૨] ગોઅ[૪] દુગ નિદ્દા[૫]
તસવીસાઉ[૨૦] પરિત્તા[૯૧], ખિત્તવિવાગાણુપુવ્વીઓ[૪] ॥૧૯॥

| | |
|---|---|
| તણુઅટ્ઠ-શરીરાદિ અષ્ટકની ૩૩. | નિદ્દા-નિદ્રા |
| વેય-વેદ ત્રણ | તસવીસાઉ-ત્રસવિંશક ને ચાર આયુ. |
| દુજુયલ-બે યુગલ | પરિત્તા-પરાવર્ત્તમાના |
| કસાય-સોળ કષાય. | ખિત્તવિવાગા-ક્ષેત્રવિપાકી |
| ઉજ્જોય-ઉદ્યોત દ્વિક | આણુપુવ્વીઓ-ચાર આનુપૂર્વી. |
| ગોયદુગ-ગોત્રદ્વિક-ગોત્ર ને વેદનીય. | |

અર્થ:—શરીરાદિ અષ્ટક, ત્રણ વેદ, બે યુગલ, સોળ કષાય, ઉદ્યોતદ્વિક, ગોત્રદ્વિક, પાંચ નિદ્રા, ત્રસવીશક, ચાર આયુષ્ય એ (૯૧ પ્રકૃતિ) પરાવર્તમાના જાણવો. ચાર આનુપૂર્વીઓ ક્ષેત્રવિપાકી છે. ૧૯

વિવેચન-હવે પરાવર્તમાન પ્રકૃતિ કહે છે.-તૈજસકાર્મણ પૂર્વે કહ્યાં તે માટે તે શિવાયનાં શરીર ૩, ઉપાંગ ૩, સંસ્થાન ૬, સંઘ-

ત્રણ ૬, જાતિ ૫, ગતિ ૪, ખગતિ ૨, આનુપૂર્વી ૪, એવં ૩૩, વેદ ત્રણ ૩૬, હાસ્યાદિ બે યુગળ ૪૦, સોળ કષાય ૫૬, ઉદ્યોતનામ ૧, આતપનામ ૨, એ બે મળી ૫૮, બે ગોત્ર અને બે વેદનીય ૬૨, પાંચ નિદ્રા ૬૭, ત્રસનો દશકો, સ્થાવરનો દશકો ૮૭, ચાર આયુ: ૯૧, એ એકાણુ પ્રકૃતિ અનેરી બીજી પ્રકૃતિનો બંધ ઉદય (તદુભય) નિવારીને પોતાનો બંધ ઉદય (તદુભય) કરે તે માટે પરાવર્ત્તમાન કહીએ. તિહાં ૧૬ કષાય અને પાંચ નિદ્રા એ ૨૧ પ્રકૃતિ ધ્રુવબંધી છે માટે ઉદયેજ પરાવર્ત્તમાન છે. સ્થિર ૧, અસ્થિર ૨, શુભ ૩ અને અશુભ ૪, એ ચાર બંધે જ પરાવર્ત્તમાન છે, શેષ ૬૬ પ્રકૃતિ તદુભયે બંધે અને ઉદયે પણ પરાવર્તમાન છે, પરસ્પરે વિરૂદ્ધ છે માટે.

હવે ચાર પ્રકારે વિપાક કહે છે.—ક્ષેત્ર તે આગામિ ભવે જાતાં વિચાલે વિગ્રહ ગતિ વર્ત્તતાં પોતાનો વિપાક દેખાડે—ઉદય આવે તે ક્ષેત્રવિપાકી કહીએ. તે ચાર આનુપૂર્વી જાણવી. ૧૯.

---

## જીવવિપાકી તથા ભવવિપાકી.

ઘણઘાઇ[૪૭]દુગોઅ[૪]જિણા[૧]તસિઅરતિગ[૩]સુભગદુભગચઉ[૪]સાસં[૧];
જાઇતિગ[૧૧] જિયવિવાગા[૭૮], આઊ ચઉરો[૪] ભવવિવાગા.૨૦

ઘણઘાઇ—ઘનઘાતી (૪૭)
દુગોઅ—ગોત્રદ્વિક—ગોત્ર ને વેદનીય.
જિણા—જિન નામ કર્મ
તસિઅરતિગ—ત્રસત્રિક, સ્થાવરત્રિક
સુભગદુભગચઉ—સુભગ ચતુષ્ક અને દુર્ભગચતુષ્ક.
સાસં—ઉશ્વાસ નામ કર્મ
જાઇતિગ—જાતિત્રિક
જિયવિવાગા—જીવવિપાકી
ભવવિવાગા—ભવવિપાકી

અર્થઃ—૪૭ ઘનઘાતી, ગોત્રદ્વિક, જિન નામકર્મ, ત્રસત્રિક, સ્થાવરત્રિક, સુભગચતુષ્ક, દુર્ભગચતુષ્ક, શ્વાસોશ્વાસ નામકર્મ, જાતિત્રિક એ ( ૭૮ પ્રકૃતિ ) જીવવિપાકી છે. અને ચાર આયુષ્ય ભવવિપાકી છે. ૨૦

વિવેચન—જ્ઞાનાવરણ ૫, દર્શનાવરણ ૯, મોહનીય ૨૮, અંતરાય ૫, એ ૪૭ પ્રકૃતિ ઘનઘાતી કહીએ. બે ગોત્ર, બે વેદનીય ૫૧, જિનનામ ૫૨, ત્રસત્રિક તે ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, ઇતરત્રિક તે સ્થાવર ૧, સૂક્ષ્મ ૨, અપર્યાપ્ત ૩, એવં ૫૮; સુભગ ૧, સુસ્વર ૨, આદેય ૩, યશ ૪, એ સુભગચતુષ્ક ૬૨, દુર્ભગ ૧, દુઃસ્વર ૨, અનાદેય ૩, અયશ ૪, એ દુર્ભગચતુષ્ક ૬૬, ઉચ્છ્વાસનામ ૬૭; જાતિ ૫, ગતિ ૪, ખગતિ ૨, એ ૧૧, એવં ૭૮, એ ૭૮ પ્રકૃતિ જીવવિપાકી છે, જીવનેજ જ્ઞાન દર્શન ચારિત્રાદિક આત્મગુણને વિષે તથા ઇંદ્રિય ઉચ્છ્વાસાદિકને વિષે પોતાનો કરેલો અનુગ્રહ ઉપઘાત દેખાડે તે માટે જીવવિપાકી કહીએ. સર્વે પ્રકૃતિ જીવને જ વિપાક દેખાડે છે તો ક્ષેત્રાદિક જૂદા જૂદા વિપાક કેમ કહ્યા ? તત્રોત્તરં—યદ્યપિ સર્વે પ્રકૃતિ વિપાક તો જીવને જ દેખાડે છે તો પણ ક્ષેત્રાદિકના પ્રાધાન્યપણા માટે તે વિપાકપણે કહી. ચાર આયુ તે ભવવિપાકી છે. ઇહ ભવે પરિણામ વિશેષે જે ભવયોગ્ય આયુ બાંધ્યું હોય તે તેજ ભવે હોય તે માટે ભવવિપાકી કહીએ. અને ગત્યાદિક તો કેટલાએક ભવાંતરલગે પણ હોય તે માટે તે જીવવિપાકી. ૨૦

---

### પુદ્ગલવિપાકી તથા ચાર પ્રકારે બંધ.

નામધુવોદય ચઉતણુ,—વઘાયસાહારણિયરૂજ્જોઅતિગં ॥
પુગ્ગલવિવાગિ બંધો, પયઇઠિઇરસપએસ ત્તિ ॥૨૧॥

નામ-નામ કર્મની
ધ્રુવોદય-ધ્રુવોદયી ૧૨ પ્રકૃતિ
ચઉતણુ-શરીર ચતુષ્ક
ઉવઘાય-ઉપઘાત
સાહારણ-સાધારણ નામ
ઇઅર-પ્રત્યેક નામ
ઉજ્જોયતિગં-ઉદ્યોતત્રિક

પુગ્ગલવિવાગિ-પુદ્ગલવિપાકી
બંધો-બંધ
પયઈ ઠિઇ-પ્રકૃતિબંધ, સ્થિતિબંધ,
રસપએસત્તિ-રસબંધ અને પ્રદેશ બંધ એ પ્રકારે.

અર્થ-નામકર્મની ધ્રુવોદયી બાર પ્રકૃતિ, શરીર ચતુષ્ક, ઉપઘાત નામકર્મ, સાધારણ નામકર્મ, પ્રત્યેક નામકર્મ, ઉદ્યોત ત્રિક, એ ( ૩૬ પ્રકૃતિ ) પુદ્ગલવિપાકી જાણવી. પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ એ પ્રકારે બંધ જાણવો. ૨૧

વિવેચન—નિર્માણનામ ૧, સ્થિરનામ ૨, અસ્થિરનામ ૩, અગુરૂલઘુનામ ૪, શુભનામ ૫, અશુભનામ ૬, તૈજસ ૭, કાર્મણ ૮, વર્ણચતુષ્ક ૧૨. એ નામકર્મની ધ્રુવોદયી બાર પ્રકૃતિ અને શરીર ૩, ઉપાંગ ૩, સંસ્થાન ૬, સંઘયણ ૬, એ ૧૮ તનુચતુષ્કની મળી ૩૦, ઉપઘાત નામ ૩૧, સાધારણ નામ ૩૨, ઇતર તે પ્રત્યેક નામ ૩૩, ઉદ્યોતનામ ૧, આતપનામ ૨, પરાઘાતનામ ૩, એ ત્રણ મળી ૩૬, એ છત્રીશ પ્રકૃતિ પુદ્ગળવિપાકી છે, શરીરના પુદ્ગળનેજ અનુગ્રહ ઉપઘાત કરે તે માટે પુદ્ગલવિપાકી કહીએ. હવે ચાર (૪) ભેદે બંધ કહે છે.-પ્રકૃતિબંધ ૧, સ્થિતિબંધ ૨, રસબંધ ૩, પ્રદેશબંધ ૪, એ ચાર ભેદે બંધનું સ્વરૂપ પ્રથમ જ મોદકને દૃષ્ટાન્તે વર્ણવ્યું છે. ૨૧.

---

| કર્મ પ્રકૃતિ | ધ્રુવબંધી | અધ્રુવબંધી | ધ્રુવોદયી | અધ્રુવોદયી | ધ્રુવસત્તા | અધ્રુવસત્તા | સર્વઘાતી | દેશઘાતી | અઘાતી | પરાવ૦ | અપરાવ૦ | પુન્ય ૪૨ | પાપપ્રકૃતિ | ક્ષેત્રવિપાકી | ભવવિપાકી | જીવવિપાકી | પુદ્ગલવિપાકી૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે ૧૫૮ | ૪૭ | ૭૩ | ૨૭ | ૯૫ | ૧૩૦ | ૨૮ | ૦ | ૨૫ | ૭૫ | ૯૧ | ૨૯ | ૪૨ | ૮૨ | ૪ | ૪ | ૭૮ | ૩૬ |
| જ્ઞા૦ ૫ | ૫ | ૦ | ૫ | ૦ | ૫ | ૦ | ૧ | ૪ | ૦ | ૦ | ૫ | ૦ | ૫ | ૦ | ૦ | ૫ | ૦ |
| દર્શ૦ ૯ | ૯ | ૦ | ૪ | ૫ | ૯ | ૦ | ૬ | ૩ | ૦ | ૫ | ૪ | ૦ | ૯ | ૦ | ૦ | ૯ | ૦ |
| વેદ૦ ૨ | ૦ | ૨ | ૦ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૨ | ૦ |
| મોહ૦૨૮ | ૧૯ | ૭ | ૧ | ૨૭ | ૨૬ | ૨ | ૧૩ | ૧૩ | ૦ | ૨૩ | ૩ | ૦ | ૨૬ | ૦ | ૦ | ૨૮ | ૦ |
| આયુ ૪ | ૦ | ૪ | ૦ | ૪ | ૦ | ૪ | ૦ | ૦ | ૪ | ૪ | ૦ | ૩ | ૧ | ૦ | ૪ | ૦ | ૦ |
| નામ ૧૦૩ | ૯ | ૫૮ | ૧૨ | ૫૫ | ૮૨ | ૨૧ | ૦ | ૦ | ૬૭ | ૫૫ | ૧૨ | ૩૭ | ૩૪ | ૪ | ૦ | ૨૭ | ૩૬ |
| ગોત્ર ૨ | ૦ | ૨ | ૦ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૨ | ૦ |
| અંત૦ ૫ | ૫ | ૦ | ૫ | ૦ | ૫ | ૦ | ૦ | ૫ | ૦ | ૦ | ૫ | ૦ | ૫ | ૦ | ૦ | ૫ | ૦ |

## મૂળપ્રકૃતિના ભૂયસ્કારાદિ બંધ.

મૂલપયડીણ અડસત્ત,–છેગબંધેસુ તિન્નિ ભૂગારા;
અપ્પતરા તિઅ ચઉરો, અવટ્ઠિઆ ન હુ અવત્તવ્વો.૨૨

મૂલપયડીણુ–મૂળ પ્રકૃતિનાં
અડસત્તછેગબંધેસુ–આઠ, સાત, છ અને એકના બંધસ્થાનને વિષે.
તિન્નિ–ત્રણ
ભૂગારા-ભૂયસ્કાર બંધ હોય
અપ્પતરા–અલ્પતર બંધ
તિય–ત્રણ
ચઉરો–ચાર
અવટ્ઠિયા–અવસ્થિત બંધ
ન હુ–નથીજ
અવત્તવ્વો–અવક્તવ્યબંધ

અર્થઃ—મૂળ પ્રકૃતિના આઠ, સાત, છ અને એક પ્રકૃતિના બંધસ્થાનને વિષે ત્રણ ભૂયસ્કાર બંધ હોય. અલ્પતર બંધ ત્રણ અને અવસ્થિતબંધ ચાર હોય. અવક્તવ્યબંધ નથીજ. ૨૨

વિવેચન—હવે પ્રથમ પ્રકૃતિબંધ કહે છે.–આઠ મૂળ પ્રકૃતિનાં ચાર બંધસ્થાનક છે. તે કયા ? આયુબંધકાળે અષ્ટવિધ બંધક ૧, આયુબંધ કાળ વિના સપ્તવિધ બંધક ૨, દશમે ગુણઠાણે મોહનીય વિના ષડ્વિધ બંધક ૩, ૧૧–૧૨–૧૩ ગુણઠાણે એક સાતાવેદનીયજ બાંધે ત્યારે એકવિધ બંધક ૪. એ ચાર બંધસ્થાનકને વિષે ત્રણ ભૂયસ્કાર હોય, ઉપશમશ્રેણિએ એક સાતા વેદનીયનો બંધક થઇને પડતો સૂક્ષ્મ સંપરાયે ષડ્વિધ બંધક થાય ત્યાં પહેલો ભૂયસ્કાર ૧, તે પછી વળી પડતો નવમે ગુણઠાણે સપ્તવિધ બંધક થાય તથા ઇગ્યારમાથી કાળ કરી ચોથે ગુણઠાણે આવે ત્યારે સપ્તવિધ બંધક થાય ત્યાં પહેલે સમયે બીજો ભૂયસ્કાર ૨, તે પછી આયુબંધકાળે અષ્ટવિધ બંધક થાય ત્યાં પહેલે સમયે ત્રીજો ભૂયસ્કાર બંધ કહીએ ૩. ત્રણ અલ્પતર હોય, તે

કેમ ? આયુબંધકાળે અષ્ટવિધ બંધક હોય તે આયુ બાંધી રહ્યા પછી સપ્તવિધ બંધક થાય ત્યાં પહેલે સમયે પહેલો અલ્પતર બંધ હોય ૧, દ્વિતીયાદિક સમયે સર્વત્ર અવસ્થિત જાણવો. તે સપ્તવિધ બંધક શ્રેણિએ ચઢતો સૂક્ષ્મસંપરાયે ષડ્વિધ બંધક થાય, ત્યાં પહેલે સમયે બીજો અલ્પતરબંધ હોય ૨, ત્યાંથી વળી ચઢતો અગ્યારમે બારમે ગુણઠાણે એક-વિધબંધક થાય ત્યાં પહેલે સમયે ત્રીજો અલ્પતર બંધ હોય. તથા ચારે બંધસ્થાનકે પહેલા સમયપછી દ્વિતીયા-દિક સમયે ચાર અવસ્થિત બંધ હોય તથા અબંધક થઇને ફરી બંધક થાય ત્યારે પહેલે સમયે અવક્તવ્ય કહીએ, તે તો મૂળ પ્રકૃતિને વિષે હોય નહીં. જે માટે આઠ મૂળ પ્રકૃતિનો અબંધક તો અયોગી અને સિદ્ધ હોય, તે તો ફરી કર્મ બાંધે નહીં તે માટે અવક્તવ્ય બંધ હોય નહીં. ૨૨.

---

## ભૂયસ્કારાદિનું સ્વરૂપ.

**એગાદહિગે ભૂઓ, એગાઈ ઊણગંમિ અપ્પતરો;**
**તમ્મત્તોઽવઠ્ઠિયઓ, પઢમે સમએ અવત્તવ્વો. ૨૩**

એગાદહિગે-એકાદિ અધિક પ્રકૃતિનો બંધ છતે
ભૂઓ-ભૂયસ્કાર બંધ
એગાઇ ઊણગંમિ-એકાદિ પ્રકૃતિવડે હીન બંધ છતે
અપ્પતરો-અલ્પતરબંધ
તમ્મત્તો-તેટલોજ-તેટલીજ પ્રકૃતિનો બંધ
અવઠ્ઠિયઓ-અવસ્થિતબંધ
પઢમે સમયે-અબંધક થયા પછીના પહેલા સમયે બંધ
અવત્તવ્વો-અવક્તવ્યબંધ

અર્થઃ—એકાદિ અધિક પ્રકૃતિનો બંધ છતે ભૂયસ્કાર બંધ થાય, એકાદિ પ્રકૃતિવડે હીન બંધ છતે અલ્પતર બંધ

થાય, તેટલીજ પ્રકૃતિનો બંધ તે અવસ્થિતબંધ અને અબંધક થયા પછીના પહેલા સમયે બંધ થાય તે અવક્તવ્ય બંધ હોય. ૨૩

વિવેચન--એ ભૂયસ્કારાદિકનો અર્થ કહે છે.-પૂર્વે થોડી પ્રકૃતિ બાંધતો હોય અને પછી એકાદિ અધિકી બાંધે તે ભૂયસ્કાર બંધ ૧, પૂર્વે ઘણી પ્રકૃતિ બાંધતો હોય અને તે પછી એકાદિકે ઉણી-ઓછી બાંધે તે અલ્પતર બંધ કહીએ ૨, પૂર્વે બાંધતો હોય તેટલી જ પ્રકૃતિ જ્યાં લગે બાંધે ત્યાં લગે અવસ્થિત બંધ કહીએ ૩, અને સર્વથા અબંધક થઇને ફરી પ્રકૃતિ બાંધવા માંડે ત્યારે પહેલે સમયે અવક્તવ્ય બંધ કહીએ* ૪. ૨૩.

---

* હવે સામાન્યે ઉત્તર પ્રકૃતિનાં બંધસ્થાનક ઓગણત્રીશ છે, તેનાં નામ કહે છે.—એક, સત્તર, અઢાર, ઓગણીશ, વીશ, એકવીશ, બાવીશ, છવ્વીશ, ત્રેપન, ચોપન, પંચાવન, છપ્પન, સત્તાવન, અઠ્ઠાવન, ઓગણસાઠ, સાઠ, એકસઠ, ત્રેસઠ, ચોસઠ, પાંસઠ, છાસઠ, સડસઠ, અડસઠ, ઓગણોત્તેર, સીત્તેર, એકોત્તેર, બહોત્તેર, તહોંત્તેર અને ચમ્મોત્તેર, એ ઓગણત્રીશ બંધસ્થાનક છે; ત્યાં ભૂયસ્કાર બંધ, અઠ્ઠાવીશ હોય તે કહે છે.—

ઉપશાંતમોહ ગુણઠાણે એક વેદનીય બાંધીને પડતો દશમે ગુણઠાણે જ્ઞાન પાંચ, દર્શન ચાર, અંતરાય પાંચ, ઊંચૈર્ગોત્ર અને યશઃકીર્તિ સાથે વેદનીય બાંધતાં સત્તર પ્રકૃતિને બંધે પ્રથમ સમયે પ્રથમ ભૂયસ્કાર બંધ ત્યાંથી પડતો નવમે ગુણઠાણે સંજ્વલન લોભ સાથે અઢાર પ્રકૃતિ બાંધતાં બીજો ભૂયસ્કાર બંધ. તે સંજ્વલની માયા સાથે ઓગણીશ બાંધતાં ત્રીજો ભૂયસ્કાર બંધ. તે સંજ્વલન માન સાથે વીશ બાંધતાં ચોથો ભૂયસ્કાર બંધ. તે સંજ્વલન ક્રોધ સાથે એકવીશ બાંધતાં પાંચમો ભૂયસ્કાર બંધ. તે પુરુષવેદ સાથે બાવીશ બાંધતાં છઠ્ઠો ભૂયસ્કાર. તે મધ્યે હાસ્ય,

## ઉત્તરપ્રકૃતિના ભૂયસ્કારાદિ બંધ.

**નવછચ્ચઉ દંસે દુ દુ, તિ દુ મોહે દુઇગવીસ સત્તરસ;**
**તેરસ નવ પણ ચઉ તિ દુ, ઇક્કો નવ અટ્ઠ દસ દુન્નિ ૨૪**

નવ-નવ પ્રકૃતિનું બંધસ્થાનક
છ-છ પ્રકૃતિનું બંધ સ્થાન.
ચ્ચઉ-ચારપ્રકૃતિનું બંધસ્થાન
દંસે-દર્શનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિના
દુ-બે ભૂયસ્કાર બંધ
દુ-બે અલ્પતર બંધ
તિ-ત્રણ અવસ્થિત બંધ
દુ-બે અવક્તવ્ય બંધ
મોહે મોહનીય કર્મને વિષે
દુઇગવીસ-બાવીશનું બંધ સ્થાન, એકવીશનું બંધ સ્થાન
સત્તરસ-સત્તર પ્રકૃતિનું બંધ સ્થાન
તેરસ—તેર પ્રકૃતિનું બંધ સ્થાન
નવપણચઉ-નવ, પાંચ અને ચાર પ્રકૃતિનું બંધસ્થાન
તિદુઇક્કો-ત્રણ. બે અને એક પ્રકૃતિનું બંધ સ્થાન.
નવ-નવ ભૂયસ્કાર બંધ
અટ્ઠ-આઠ અલ્પતર બંધ
દસ-દશ અવસ્થિત બંધ
દુન્નિ-બે અવક્તવ્ય બંધ

અર્થઃ—દર્શનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિનાં નવ, છ અને ચાર પ્રકૃતિનાં ( એમ ત્રણ ) બંધ સ્થાન હોય. બે ભૂયસ્કાર, બે અલ્પતર, ત્રણ અવસ્થિત અને બે અવક્તવ્ય બંધ હોય. મોહનીય કર્મને વિષે બાવીશ, એકવીશ, સત્તર, તેર, નવ, પાંચ, ચાર, ત્રણ, બે અને એક પ્રકૃતિનાં એમ દશ બંધસ્થાન હોય. નવ ભૂયસ્કાર, આઠ અલ્પતર, દશ અવસ્થિત અને બે અવક્તવ્યબંધ હોય. ૨૪

વિવેચન--હવે ઉત્તર પ્રકૃતિ આશ્રયી ભૂયસ્કારાદિક

---

રતિ, ભય અને જુગુપ્સા એ ચાર પ્રકૃતિના અધિક બંધ કરતાં

